# પાગલ હરનાથ.

## ભાગ ૧.

અનુવાદક

નર્મદાશંકર બાળાશંકર.

મૂલ્ય રૂ. ૦ ૮-૦

ઈ. સ. ૧૯૧૨.

# પાગલ હરનાથ.

## અથવા

# મહાત્મા ઠાકુર શ્રીહરનાથજીના પત્રો.

## ભાગ. ૧

બંગાળી ઉપરથી ભાષાંતર કરી પ્રસિદ્ધ કરનાર,

**નર્મદાશંકર બાળાશંકર.**

**સુરત.**

"When the pupil is ready, the Teacher appears."

*"Light on the Path". by M. C.*

"There is no sweetness in my words, but as they relate to the most sweet object, (Shree Krishna) they appear so sweet."

*Haranath.*

"જ્યારે શિષ્ય તૈયાર થાય છે ત્યારે ગુરુ દર્શન આપેછે"

એમ. સી. કૃત "લાઇટ ઑન ધી પાથ"

"મારા શબ્દોમાં માધુર્ય નથી પણ મધુરતમ વસ્તુ (શ્રીકૃષ્ણ) વિષે બોલુંછું માટેજ તે મધુર લાગેછે."

હરનાથ.

# પ્રસ્તાવના.

પ્રિય પાઠક ! ઠાકુર હરનાથ અને એમના પત્રો વિષે જે કહેવા જેવું છે તે ઉપોદ્‌ઘાત અને પરિશિષ્ટમાં કહ્યું છે. ગ્રંથનો આરંભ કરતાં પહેલાં તે વાંચી જવાની તમને વિનંતિ છે.

બંધુ ! તમને ઈંદ્રિઓનું અને બુદ્ધિનું સુખ અસત્ય અથવા અપૂર્ણ લાગ્યું છે ! આત્માના ગુપ્ત છતાં અત્યંત નિકટ અખુટ ભંડારમાંથી સુખની લૂંટ મેળવવાની ઇચ્છા છે ? તો બાહ્ય જગત્ ઉપરથી દૃષ્ટિ વાળી અંતરમાં પ્રેરોવો. તે શી રીતે પરોવવી તે તમને આ ન્હાના પુસ્તકમાં બતાવવામાં આવ્યું છે. યોગ, જ્ઞાન વગેરે કઠણ માર્ગો મૂકી દઇ ભક્તિ અને નામ સ્મરણના અતિ સરળ માર્ગનું અવલંબન કરી તમે મનુષ્ય જીવનનું અંતિમ લક્ષ્ય—આત્મ સાક્ષાત્કાર અથવા ઇશ્વર પ્રાપ્તિ-સાધી શકશો. નામનું માહાત્મ્ય ઓછું નથી. નારદ, ધ્રુવ ઇત્યાદિ પ્રાચીન મહર્ષિઓ, તુલસીદાસ, હરિદાસ ઇત્યાદિ થોડા શતક પૂર્વેના સંતો, આજ કાલના મહાત્મા રામ કૃષ્ણ પરમહંસ એજ માર્ગે ગયા છે. બંધુ ! એજ માર્ગ છે. પ્રથમ અરુચિકર પણ થોડા વખત પછી અત્યંત મધુર. જરાક અજમાયશ કરી જુઓ. શ્રદ્ધા નથી બેસતી? તેમાં હરકત નથી. હરિ—નામ અશ્રદ્ધાએ લેવાય તો પણ વહેલું મોડું ફળ આપેજ છે. જ્યારે અવકાશ મળે ત્યારે, જયાં અવકાશ મળે ત્યાં, સ્નાન કર્યું હોય કે નહોય, ગમે તેવી સ્થિતિમાં હો તોપણ તમને પરમાત્માનું જે નામ પ્રિય હોય, તેનો મનમાં ઉચ્ચાર કર્યા

જાઓ. એ ઉચ્ચારનાં આંદોલન તમારા શરીર, મન, બુદ્ધિ સર્વને શુદ્ધ કરશે અને થોડા સમયમાં પરમ શાંતિ ભોગવશો.

જગતમાં આબાલવૃદ્ધ સર્વનું લક્ષ રાજકીય ચળવળ તરફ, સોના અને હીરાની ખાણો તરફ, હવાઇ વિમાન તરફ, ઉત્તર અને દક્ષિણ ધ્રુવની શોધો તરફ, વ્યાપાર, ઉદ્યોગ, કળાનાં પ્રલોભન તરફ, અને મહાન સંગ્રામો માટે થતી તૈયારીઓ તરફ ચોંટયું છે; વિદ્વાનોનું લક્ષ જોડણી, ભાષા અને કાવ્ય-ચર્ચામાં પરોવાયું છે; સ્ત્રીઓનું અને મજૂરોનું લક્ષ પોતાના ખોવાયલા હક મેળવવામાં પરોવાયું છે; આચાર્યોનું લક્ષ ધન લૂંટવામાં અને સાંકડા મત સંપ્રદાયો સ્થાપવામાં ગૂંથાયું છે; એવી પરિસ્થિતિમાં સર્વ દેશના, સર્વ ધર્મના લોક લાટે એક સામાન્ય મોક્ષ દ્વાર બતાવવામાં આવે, આ જગતનું નહિ પણ શાશ્વત જગતનું અવિચળ સુખ મેળવવાનો ઉપદેશ કરવામાં આવે તો તે અવાજ શું પાર્થિવ મહેચ્છાઓમાં મુગ્ધ થએલાં નર નારીઓ સાંભળશે ?

જેઓ તૈયાર થયાં હશે તેઓજ સાંભળશે. જેઓ આવીજ કોઇ કૂંચીની રાહ જોઇ રહ્યાં હશે તેઓ આનંદથી નૃત્ય કરશે. બીજાઓ માટે હજી વાર છે. હજી તેમને સુખ પ્રાપ્તિના અખતરા કરવા દો. ધન, કીર્તિ, સુંદરી, રાજ્ય, વગેરે કહેવાતાં સુખ સાધનોનું ખાલીપણું તેમને સ્વાનુભવથી સમજાશે ત્યારે તેઓને પણ તૃષા લાગશે. ત્યારે જગતના નિયમ પ્રમાણે તેમની તૃષા કોઇ મહાત્મા છીપાવશે.

આ ભાષાન્તરનું કાર્ય કોઇ સુપાત્ર વિદ્વાને હાથમાં લીધું હોત તો ત્યારે સારૂં થાત. મારા લખાણુમાં ભાષાશુદ્ધિ ઘણે ઠેકાણે

નહિ સચવાઈ હશે, અર્થ સ્પષ્ટ નહિ થઇ શકયો હશે. પણ જેમ સુજ્ઞ ગ્રાહક ગાંધીએ વીંટેલા કાગળ તરફ નહિ જોતાં અંદરની ગુણકારક ઔષધિ તરફ જુએછે તેમ કૃપાળુ વાચકો ભાષા ઉપર નહિ જોતાં ગ્રંથના આત્મા તરફ લક્ષ આપશે એવી આશા છે. જો આ પુસ્તક તેમને પ્રિય લાગે તો તે શોભા મને નથી. પણ જે મહાત્માની અમૃત ધારા મેં આ પાત્રમાં ભરીછે તેમને છે. સ્વામી વિવેકાનંદજીએ એક વેળા કહ્યું હતું કે જો મેં કોઇ પણ પ્રસંગે મારા ભાષણોમાં સત્ય સિદ્ધાંત કહ્યા હોય તો તે મારા સદ્‌ગુરુ રામ કૃષ્ણ પરમહંસના છે. જો તેમાં દોષ હોય તો તે બધા મારા છે. મારે પણ તેવુંજ કહેવુંછે. કલ્યાણ થાઓ !

**ન. બા.**



यज्ञानां जपयज्ञोऽस्मि ।

સર્વ યજ્ઞમાં હું જપયજ્ઞ છું.

શ્રીભગવદ્વચન.

મહામંત્રઃ—

हरे कृष्ण हरे कृष्ण कृष्ण कृष्ण हरे हरे

हरे राम हरे राम राम राम हरे हरे

# ઉપોદ્ઘાત.

પ્રભુ કૃપાથી અને **શ્રીસદ્‌ગુરુના** આશીર્વાદથી " **પાગલ હરનાથ** " ના **પ્રથમ** ભાગનું ભાષાન્તર આજે પૂર્ણ થાયછે. આશરે દોઢેક વર્ષની વાત ઉપર મારા **સ્વર્ગ**વાસી મિત્ર રા. રા. **નાથાભાઇ નરોત્તમદાસને** એ પુસ્તકનું ગુજરાતીમાં ભાષાન્તર કરવા **શ્રીહરનાથજી** તરફથી આજ્ઞા થઇ હતી. એમનું અતિ વૃદ્ધ વય અને લથડી ગયેલી પ્રકૃતિ છતાં એમણે ગુરુ-આજ્ઞાનું પાલન કરવા ઉત્સાહ પૂર્વક આરંભ કર્યો, અને લગભગ પુસ્તકના બે તૃતીઆંશ ભાગનું ભાષાન્તર કર્યું. ત્યાર પછી એમની માંદગીએ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું અને કેટલાક કાળ પછી તેઓ વૈકુંઠવાસી થયા. એ બનાવ બન્યા પછી તરતજ અધુરા રહેલા પુસ્તકને પૂર્ણ કરવા મને આજ્ઞા થઇ. તોપણ બે માસ સુધી મેં એ કાર્ય હાથમાં ધર્યું નહોતું, તેથી મને પુનઃ વેત્રાઘાત કરવામાં આવ્યો. બાકી રહેલા ભાગનું ભાષાન્તર કર્યા પછી રા. રા. **નાથાભાઇએ** કરેલા ભાષાન્તરમાં મેં જરૂરનો ફેરફાર કરી પુસ્તકને તેના હાલના સ્વરૂપમાં મૂક્યુંછે. આટલો એ પુસ્તકની ઉત્પત્તિનો ઇતિહાસ છે.

જે પત્રોનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે તે સઘળા ઉપરોક્ત પતિત પાવન **મહાત્મા ઠાકુર શ્રી હરનાથજીએ** પોતાના સ્નેહી સંબંધીઓ અને શિષ્યોને લખેલા છે. એ સઘળા પત્રોનો સંગ્રહ કરી ઠાકુરના અતિ પ્રિય સ્નેહી **બાબુ અટલ બિહારી નન્દીએ**

"પાગલ હરનાથ" નામથી ચાર વિભાગમાં પ્રસિદ્ધ કર્યાછે. ગુજરાતમાં થોડાંક વર્ષ થયાં ઠાકુરની કૃપાપાત્ર થવાને કેટલાક સજ્જન ભાગ્યશાળી થયા છે; તેમના ઉપર અંગ્રેજીમાં લખેલા કેટલાક પત્રો ત્રીજા અને ચોથા વિભાગમાં દાખલ થયાછે.

અમારા પ્રાતઃસ્મરણીય ઠાકુરના આંતર જીવનનું ભાન એમના અપૂર્વ પ્રતિભાપૂર્ણ પત્રો કરાવશે તોપણ એ વિષે જે થોડુંક લખવા જેવું છે, તેજ અત્રે લખાય છે. ઠાકુરનું વિસ્તૃતજી વનચરિત્ર લખવાની ઇચ્છા છતાં મારી પાસે પૂરતાં સાધન નથી અને તેને માટે હજી સમય નથી. તેથી બાબુ અટલ બિહારીએ બંગાળીમાં લખેલા સંક્ષિપ્ત જીવનચરિત્રમાંથી માત્ર ઉતારો આપું છું.

'ઠાકુરના જીવનચરિત્રવિષે તેમના સગાંસંબંધી પાસેથી જે કાંઇ મારા જાણવામાં આવ્યું છે તેનો સારાંશ હું લખું છું. પાઠકગણને તે વાંચીને જો સંતોષ થશે તો હું કૃતાર્થ થઇશ અમારા ઠાકુરસાક્ષાત શિવતુલ્ય જયરામ બન્દોપાધ્યાય અને ભગવતીરૂપિણી માતા શ્રીમતી ભગવતી સુન્દરી દેવીના પુત્ર છે. એમના પિતા પ્રથમ અત્યંત દરિદ્ર હોવાથી સાવકી માતાના જુલમને લીધે કટાળી જઇ મામાને ઘેર રહેતા હતા. તેમની પાસે એક શાલિગ્રામની શિલા હતી. તેનું તે પરમ ભક્તિ પૂર્વક પૂજન કરતા હતા. દૈવયોગે તે ગામમાં એક સંન્યાસી આવી ચ્હડયો. તેણે ગામમાંની બધી શાલિગ્રામની શિલાઓ તપાસી જોઇ. તેમાંથી ઉપરોક્ત શિલાને શ્રીકૃષ્ણના સાક્ષાત સ્વરૂપ તરીકે સ્વીકારી તેનું પૂજન કરી ઠાકુરના પિતૃદેવને આશીર્વાદ આપ્યો. આ બનાવ બન્યા પછી થોડેક કાળે તેમણે પોતાના એક સંબંધીની નોકરી કરવા માંડી. તે સમયે તેમનું વય ૧૯-૨૦ વર્ષનું હતું. ત્યાર પછી બે ત્રણ વર્ષમાં તેમની સ્થિતિ ક્રમેક્રમે ઉન્નતિ પર આવતી ગઈ છવ્વીશ સત્તાવીશ વર્ષની વયે તે સોનામુખીમાં પ્રધાન સમૃદ્ધિશાળી અને અતિ માનનીય ગણાવા લાગ્યા. એમ કેટલોક કાળ વીત્યા

પછી બન્દોપાધ્યાય મહાશયે એક શિવ મૂર્તિની સ્થાપના કરી. શિવમૂર્તિની પ્રતિષ્ઠા થયા પછી અમારા પરમ દયાળુ ઠાકુર ધરાધામમાં અવતીર્ણ થયા. પ્રતિષ્ઠાનું કાર્ય સમાપ્ત કરી ઠાકુરના પિતા કલકત્તે ગયા. તેવામાં એક દિવસ એક પરમસુન્દર તેજસ્વી કાન્તિવાળા પુરૂષે અંતઃપુરમાં પ્રવેશ કરી ઠાકુરનાં માતુઃશ્રીને કહ્યું, "આજ હું તમારો અતિથિ થાઉછું." ઠાકુરાણીએ ઉત્તર આપ્યો, "બાબા ! સ્ત્રી વર્ગ પાસે તમારાથી શી રીતે રહેવાય ? બહારની બેઠકમાં નોકર ચાકર વગેરે છે ત્યાં તમે સુખેથી મુકામ કરો." આ ઉપરથી તે નવીન અતિથિએ કહ્યું, "માતા ! હું બહારની બેઠકમાં રહેવા આવ્યો નથી. હું મારા પોતાના મંદિરમાંજ ઉતરીશ." એમ કહીને સાધુએ શિવમંદિરમાં જઇ ધુણી સળગાવી આ બનાવ જોઇ ઠાકુરનાં માતાએ સાધુ પાસે જઇ અતિ વિનીત ભાવથી સેવા કરવાની તેની અનુમતિ માગી. સાધુએ કહ્યું કે ઘરમાં સવારની દાળ અને રોટલી છે તે મારે સારૂં મોકલશો તો ચાલશે. પછી નિયમ પ્રમાણે શિવની આરતિ વગેરે થઈ રહ્યા પછી શિવમંદિરનાં બહારનાં દ્વાર બંધ કરવામાં આવ્યાં. ઠાકુરાણી પ્રાતઃકાળે સાધુને માટે દ્વાર ઉઘાડવા ગયાં ત્યારે ત્યાં તે જોવામાં ન આવ્યો અને આગલી રાતે સળગાવેલી ધુણીનું કશું ચિન્હ પણ ત્યાં દીઠું નહિ. સાધુના આ પ્રમાણે અચાનક અદર્શનથી ઠાકુરાણીના દિલને ઘણો ઉદ્વેગ થયો. તેઓ લગભગ બેશુદ્ધ બની ગયાં અને ઘરમાં જઈ અત્યંત કલેશ અને પશ્ચાત્તાપ કરવા લાગ્યાં. દાસ દાસીઓના વિવિધ પ્રકારના પ્રશ્નનો તેમણે કાંઈ ઉત્તર આપ્યો નહિ. એ પ્રમાણે તે સાધુના વિસ્મયજનક અદર્શનથી ઠાકુરાણી ચિન્તાથી વ્યાકુળ થયાં હતાં તેવામાં ઠાકુરના પિતા કલકત્તેથી પાછા ફર્યા. તેમણે આવતા વારનેજ પ્રશ્ન કર્યો કે ગઇ રાતે અત્રે કોઇ સાધુ પુરૂષ આવ્યા હતા ? સાધુનું નામ સાંભળી ઠાકુરાણી તદ્દન અવાક્ થઇ ગયાં. પછી તેમણે કહ્યુ, "હા, એક સાધુ આવ્યા હતા ખરા પણ તેમને સવારમાં ન જોઇને હું ઘણી સંતપ્ત થઈછું." એમ કહી તેમણે સાધુનું સર્વ વૃત્તાંત સ્વામીને કહ્યું. તે સાંભળી બન્દોપાધ્યાય ઠાકુરે કહ્યું કે મને આજે પાછલી

રાત્રે સ્વપ્ન થયું કે જાણે એક શિવસ્વરૂપ સાધુ મને કહેતા હોય કે તું કશી ચિન્તા કરીશ નહિ. હું તારી સ્ત્રીએ કરેલી સેવાથી સંતુષ્ટ થયોછું અને સંતુષ્ટ રહીશ. સ્વપ્ન ભંગ થયા પછી કોઈને કશી વાત ન કરતાં હું એકદમ અહિં આવવાને ચાલી નીકળ્યો. હવે હું નિશ્ચિન્ત થયોછું. આ બિના બન્યા પછી થોડાજ સમયમાં ઠાકુરનો જન્મ થયો. તેમનું બે વર્ષનું વય થતાં તેમના પિતાએ સ્વર્ગવાસ કર્યો.

જ્યારે તેમનું વય ચાર પાંચ વર્ષનું હતું ત્યારે તે એક દિવસ પોતાના મોટા ભાઈ સાથે એક શિક્ષક પાસે પાઠ લેવા ગયા હતા. તેને બીજે દિવસે તેમના પિતાનું શ્રાદ્ધ હતું, તેની તૈયાર કરવામાં બધા ચાકરો રોકાયા હતા. તેથી ઠાકુર અને તેમના ભાઈને તેડવા કોઇ જઇ શકયું નહિ. ઠાકુરને ગમવા ન લાગ્યું અને રાત પડવા આવી હતી તેથી બેઉ ભાઇ: એકલા ઘર તરફ જવા નીકળ્યા. ઘર આગળ આવી પહોંચ્યા એવામાં તેમની પાછળ કોઇ પ્રકાંડ દેહધારી પુરૂષ આવતો હોય એવું મોટા ભાઇના નજરે પડતાં તેણે નાનાને [ ઠાકુરને ] બતાવ્યો. તેણે કૌપીન પહેર્યું હતું, ગળામાં યજ્ઞાપવીત હતું અને નાભિમંડળ જ્યોતિથી દેદિપ્યમાન થઈ રહ્યુ હતું અને ચંદ્રના પ્રકાશમાં તેનો વર્ણ રતાશ પડતો જણાતો હતો. ઠાકુરને એ મહાપુરૂષનો સ્પર્શ કરવાની ઇચ્છા થઇ તેથી ધીમે ધીમે તેની પાસે જઈ તેના પગને પોતાના હાથવડે સ્પર્શ કર્યો. આ મહાપુરૂષના સુગન્ધમય સુશીતલ અંગને સ્પર્શ કરતાં ઠાકુર જડવત્ ત્યાં ઉભા રહ્યા જ્યારે તેમણે તેના ચરણ પકડયા ત્યારે પોતાને હાથે તેણે ઠાકુરને ખસેડી કહ્યું, "હટ ! તું મને દ્વારિકાનાથ ધારે છે તે હું નથી." એમ કહી નજીકની પુષ્કરિણીના જળ ઉપરથી ચાલી જઇ તે મહાપુરૂષ અદ્રશ્ય થઇ ગયા. આ અવસ્થા જોઈ ઠાકુરના મોટા ભાઇ ઘરમાં દોડી ગયા અને ભય તથા અજાયબીથી બેશુદ્ધ થઈ ગયા. તેની આ દશા જોઇને ઠાકુરનાં માતા તથા બીજાં ઘરનાં માણસો ત્વરાથી બહાર આવ્યાં અને જુએ છે તો તે ચિત્રવત્ ઉભા હતા. પછી તેમણે ઠાકુરને ઉંચકી લીધા અને

સારી રીતે સ્વસ્થ થયા પછી તેમને હકીકત પૂછી. સઘળો વૃત્તાન્ત સાંભળી ઠાકુરાણી પ્રસન્ન થયાં. ઠાકુરને નાના પ્રકારના આશીર્વાદ દીધા અને પ્રભુનો ઘણો આભાર માન્યો. ઠાકુર બાળપણમાં આઠ નવ વર્ષ સુધી માંદા સાજા રહેતા. વૈદ્ય ડાક્તરની દવાથી કદી સારા થતા નહિ પણ જ્યારે તેમનાં મા ઈશ્વરાધના કરતાં એટલે તરત તેમને આરામ થતો.

ઠાકુર હરનાથજી ઓગણીશ વીશ વર્ષની વયે કલકત્તાની એક કૉલેજમાં બી. એ. કલાસમાં અભ્યાસ કરતા હતા ત્યારે એમને એક પ્રકારનો ક્ષયરોગ (Pthysis) થયો હતો. એ વખતે એમના મનની અવસ્થા ઘણી અસ્થિર હતી અને સાંસારિક કામકાજમાં ઉદાસીનતા અને નિર્લિપ્તતા આવી ગઈ હતી. તેમને વ્યાધિગ્રસ્ત જોઇ કુટુંબીઓ દવા ખાવાનો ઘણો આગ્રહ કરે માટે તેમણે અનેક ઉપાયે પોતાનો વ્યાધિ ગુપ્ત રાખ્યો કેટલોક કાળ વીત્યા પછી એક વિસ્મયજનક ઘટનાથી સર્વના મનને ખાત્રી થઇ કે સ્વયં ભગવાન શ્રીકૃષ્ણજ તેમને રોગમુક્ત કરે છે. બરાબર એજ અરસામાં ઠાકુરને એક મહાપુરૂષનાં દર્શન થયાં. પણ તેમની સાથે સારી રીતે વાતચીત થઈ શકી નહિ તેથી તેમની પાછળ ઠાકુર આખી રાત દોડયા પણ તે મહાપુરૂષ પકડાયા નહિ. એ વિષે ઘણું લખી શકાય એવું છે પણ મારામાં લખવાની શક્તિ નથી.

એક વેળા ઠાકુર અને તેમના પત્ની નિદ્રાવશ હતાં. દૈવયોગે તેમનાં પત્નીને શય્યામાં સર્પદંશ થયો. તેમના આક્રન્દથી સઘળાં જાગી ઉઠયાં તોપણ ગાઢ નિદ્રાવશ થયેલા હરનાથજીને કશી ખબર પડી નહિ. તેમનાં માતાએ બન્ધુએ નિદ્રાભંગ કરવા ઘણો પ્રયત્ન કર્યો. જોરથી હલાવ્યા પણ કેમે કરતા જાગે નહિ. લગભગ વીશ પચીશ માણસના સામટા ઘોંઘાટથી પણ તે જાગ્યા નહિ. આવી અચેત અવસ્થામાં તેમના મુખમાંથી 'રાધા ગોવિંદ બોલીને સુઇ જાઓ' એવા શબ્દ નીકળી ગયા. સર્પનું વિષ ઉતારનારા લોક મંત્રોપચારવડે ઘણા વખતથી નિષ્ફળ પ્રયત્ન કરતા હતા તેમણે

હવે કહ્યું કે વિષ ઉતરી ગયું છે. આ વાતની ઠાકુરને કશી ખબર નહોતી; બીજે દિવસે સૌના કહેવાથી એમના જાણવામાં આવ્યું. એનું કારણ કોઈના સમજવામાં આવ્યું નહિ. પછી વિદ્યાભ્યાસમાં મન ન લાગવાથી તથા બીજાં કેટલાક કારણોને લીધે ઠાકુરે કાશ્મીરના દેશી રાજાની નોકરી સ્વીકારી* આ વૃત્તાન્ત બન્યા પછી થોડા સમયમાં ઠાકુરે મારા ઉપર કૃપા કરી મને દર્શન આપ્યાં. તે વખતે એમનો વર્ણ શ્યામ હતો. ત્યાર પછી બે વર્ષે એ પુનઃ મારી પાસે આવ્યા તે વખતે એમની દેહકાન્તિ તપ્ત સુવર્ણના રંગ જેવી હતી. તેમણે પોતે પરિચય આપ્યો ત્યાર પહેલાં હું તેમને ઓળખી પણ શક્યો નહતો. આવા વિસ્મયકારક પરિવર્તનનું કારણ મેં તેમને પૂછ્યું ત્યારે તેમણે મને નીચે પ્રમાણે કહ્યું:—બંગસંવત ૧૩૦૩ના વૈશાખની ૨૨મીએ ઠાકુર જમ્મુથી પોતાની ઑફીસ સાથે શ્રીનગર જતા હતા. તેમની સાથે તે વખતે ઘણાં માણસ હતા. માર્ગમાં એકાએક તે માંદા પડયા અને તેમણે દેહત્યાગ કર્યો. નોકર વર્ગ પાસેથી ઠાકુરે જાણ્યું કે સાંજના ત્રણથી રાતના એક સુધી તે શબવત્ અવસ્થામા પડી રહ્યા હતા. રાત્રિના બે વાગ્યાને સુમારે પુર્વોક્ત મહાપુરૂષે ઠાકુર પાસે આવી તેમને નામથી બોલાવી કહ્યુ, 'હર! તમારૂં મૃત્યું થઈ ચૂક્યુંછે.' ઠાકુરે સહાસ્ય ઉત્તર આપ્યો, 'એમાં આપે કાંઇ નવું કહ્યું નથી. હું મૃત છું તે હું જાણુંછુંજ તોપણ મારા માતાનું આ શરીર જો હું તેમની પાસે મૂકી શકું તો પછી મને કશી ચિન્તા કે ખેદ થશે નહિ.' આ વાત સાંભળી તે મહાપુરૂષે મને દેહમાંથી બહાર આવવાને આજ્ઞા કરી. હું તેમની આજ્ઞાનુસાર દેહમાંથી બહાર આવ્યો અને પૃથ્વીની શોભા જોઈ આશ્ચર્યાન્વિત થઇ ગયો." ઠાકુરને આશ્ચર્ય થવાનું કારણ એ હતું કે તેમનાથી તે ક્ષણે સઘળા પદાર્થની આરપાર જોઈ

---

*હજી પણ ત્યાંજ છે.

શકાતું હતું.* તેમની સન્મુખ જે પર્વત હતો તેની બીજી બાજુએ આવેલો પ્રદેશ તે જોઈ શકયા. જમીનની અંદરથી વૃક્ષનાં મૂળીઆં રસ ચૂસતાં હતા તે પણ જોવામાં આવ્યું. પૃથ્વી ઉપરનો સઘળો દેખાવ અને તેનું રહસ્ય તેમને હસ્તામલકવત્ થઈ ગયાં.

આ ઘટનાની પૂર્વે ઠાકુરનો વર્ણ જે શ્યામ હતો તે હવે કંચનવર્ણ થઇ ગયો. તેઓ કહેછે કે આવી અવસ્થામાંથી શ્રીકૃષ્ણે મારૂં શા માટે રક્ષણ કર્યું, તેમાં તેમની શી શુભ ઇચ્છા હશે તે હું કહી શકતો નથી. જાણવા પ્રયત્ન કરૂંછું છતાં જાણી શકતો નથી. તેમની ઈચ્છા તેજ જાણે. કેટલા કેટલા મહાપુરૂષને તે પોતાની પાસે તેડી લે છે. મારા સરખા પાખંડીનું તેને આ જગત્માં શું કામ છે તે તેનેજ ખબર છે. તોપણ એટલું હું સમજી શકુંછું કે મારૂં જીવન સ્વાધીન નથી. કોઈ ગૂઢ શક્તિ મને ચલાવેછે અને હું આંધળા મનુષ્ય પ્રમાણે ચાલુંછું. હું જે કાંઈ કરૂંછું તે મારૂં નથી એમ નક્કી માનજો.

જ્યારે ઠાકુર સાથે મારો પ્રથમ પરિચય થયો ત્યારે મને શૂળનો વ્યાધિ હતો. ઠાકુરે મને જોતાંજ કહ્યું કે કૃષ્ણ કૃપાથી દોઢ માસમાં તમે રોગમુક્ત થશો. કોઈ પણ ઔષધ ઉપચાર કરશો નહિ. મારી સાથે હમેશ પત્રવ્યવહાર રાખજો વૈષ્ણવ સેવા અને સંત સમાગમ કરજો અને હરિ નામ જે મહામંત્ર છે તેનું નિરંતર સ્મરણ કરજો. એવો મને આદેશ કર્યો. તેનું પાલન કર્યાથી હું અલ્પ સમયમાં ખરેખર રોગમુકત થયો. વળી કેટલાક સમય પછી મને ઠાકુર તરફથી એક પત્ર મળ્યો તેમાં નીચે પ્રમાણે

---

* આ શક્તિને અંગ્રેજીમાં ( Clairvoyance ) કહેછે. અમારા ઠાકુર પાસે હજી પણ એ સિદ્ધિ છે. તેનાં દૃષ્ટાંત અમે પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે ઘણાં અનુભવ્યાં છે. એ વિષે વધારે વિવેચન માટે પરિશિષ્ટ જોવું. આવી શકિત ધરાવનાર ગુજરાતમા પણ એક મહાત્મા છે. જેઓ અમને લખશે તેમને અમે ખુશીથી તે સિદ્ધ પુરૂષનું સરનામું આપીશું.

લખ્યું છે. "તમારી નજીક એક પ્રચંડ વંટોળીઓ આવે છે. કશી ચિન્તા કરશો નહિ. નિડરપણે ચાલ્યા જજો." ત્યાર પછી દશ પંદર દિવસે મારા ઉપર શીતળાનો સખત હુમલો થયો. અઢાર દિવસ સુધી નવા નવા ફોલ્લા નીકળ્યાજ ગયા. ત્યાં સુધી દૂધ પણ મારાથી પીવાતું નહિ. મારી આ અવસ્થામાં ઠાકુર લિંગ દેહે મારી પાસે બેસી મને નિત્ય આશ્વાસન અને ધૈર્ય આપતા હતા.

આ પ્રમાણે મેં અને બીજા જે જે લોકોએ ઠાકુરના ચરણનો આશ્રય લીધોછે તેમણે એમની અદ્દ્ભૂત શકિતનાં એવાં અને એટલાં ઉદાહરણ અનુભવ્યાં છે કે તે સઘળાં અહિં લખી શકાય એમ નથી. એવાં તો આશ્ચર્યજનક છે કે અજાણ્યા મનુષ્યથી માની શકાય એવાં નથી. તોપણ કેટલાક ભાવિક આત્માઓ ઠાકુરના માત્ર નામોચ્ચારથી અને ગુણકીર્તનથી ઘણા પ્રસન્ન થાયછે એમ હું જાણું છું તેથી એમના અલૌકિક જીવનના કેટલાક દૃષ્ટાંત આપવાની ધૃષ્ટતા કરીછે. હું ઘણા સંકોચ સાથે લખું છું કારણકે મારો અને ઠાકુરનો સંબંધ જાણીતો છે, પણ જ્યારે ઠાકુર જંગલમાં પ્રવેશ કરેછે ત્યારે નાનાં મોટાં તમામ પશુ પંખીઓ (હિંસક પશુઓ સુદ્ધાં) એમના તરફ આકર્ષાયછે એ દેખાવ ઘણા કાશ્મિરવાસીઓએ જોયો છે."

બાબુ અટલ બિહારી આ પ્રમાણે આ અલૌકિક શકિતધર મહાત્માના જીવનની કેટલીક કલાઓ જગત્ સમક્ષ ધરેછે. એમના કથનમાં અર્જુનના ઘણે અંશે છે. આ દેશમાં અને ઇતર દેશમાં થઇ ગયેલા અવતારી પુરૂષો માટે આવીજ જાતની દંતકથાઓ પ્રચલિત છે. તેમાંની ઘણીખરી માટે ઐતિહાસિક પ્રમાણ નહિ હોવાથી તેમને કપોલ-કલ્પિત ગણી હસી કહાડવામાં આવેછે. પણ શ્રીહરનાથ વિદ્યમાન છે. એમની સિદ્ધિના ચમત્કાર જોનાર અને અનુભવનાર માણસો હજારો છે. તેમાંના કેટલાક એમના ભકતો છે, અને કેટલાક નથી પણ ખરા. પરંતુ સઘળા ઉપરના વૃત્તાન્તને ટેકો આપે

છે. અમૃત બજાર પત્રિકાના આદ્ય સંપાદક વિદ્વાન શિરોમણિ સ્વ. બાબુ શિશિરકુમાર ઘોશે અમારા ઠાકુર વિષે પૂરતી તપાસ કરી તેમણે પોતાના અધ્યાત્મ વિદ્યાના સુપ્રસિદ્ધ માસિક 'ધી હિન્દુ સ્પિરિચ્યુલ મૅગઝીન'માં એમને વિષે લખાણ કર્યું હતું. તેનું ભાષાન્તર પુસ્તકના પાછળના ભાગમાં આપવામાં આવ્યું છે. તોપણ અત્રે કેટલુંક ટાંકીએ છીએ. અસલ અંગ્રેજી લખાણ ન આપતાં અમે માત્ર ભાષાન્તરજ આપીએ છીએ.

"હુસેનખાન, હોમ પ્રભૃતિ જગતના આધ્યાત્મિક શક્તિવાળા પુરૂષોમાં અને હરનાથમાં એક પ્રકારનો ચોક્ખો તફાવત છે. તે લોકો અલૌકિક શક્તિ ધરાવતા ખરા પણ હરનાથમાં એ સઘળી શક્તિઓ ઉપરાંત ઉચ્ચ કોટિના સંતના ગુણ છે. બીજાઓ સ્થૂળ ઇન્દ્રિઓને લગતા ચમત્કાર કરી શકતા જેમકે વસ્તુઓ અદ્ધર રાખતા અથવા ખસેડતા પણ હરનાથ નાસ્તિકોને ભક્ત બનાવે છે, અસાધ્ય વ્યાધિ મટાડે છે અને હિંસક પ્રાણીઓ પાળેલાં જાનવર પેઠે તેમને અનુસરે છે અને તેમના હાથ પગ ચાટે છે."

"હરનાથ વિષે કહેવાતી સિદ્ધિઓ તદ્દન નજ મનાય એવી છે તેથી જે બાબત માટે અમને પ્રત્યક્ષ પ્રમાણ મળ્યું નથી તેને અમે સ્વીકારી નથી."

હરનાથની સિદ્ધિઓમાંની કેટલીક મુખ્ય મુખ્ય અત્રે ગણાવીએ છીએઃ-

(૧) નાસ્તિકોના જીવનમાં પરિવર્તન કરી તેમને પવિત્ર ભક્તો બનાવવાની શક્તિ.

(૨) હિંસક પ્રાણીઓને વશીભૂત કરવાની શક્તિ

(૩) પોતાના સ્થૂળ દેહથી લિંગ દેહને છુટો પાડી તેને ઘણે દૂર મોકલવાની શક્તિ.

(૪) ભવિષ્ય જાણવાની શક્તિ.

(૫) અન્ય લોકમા રહેનાર આત્માઓ તથા અતિ દૂરના શબ્દ સાંભળવાની શક્તિ.

(૯) અપારદર્શક વસ્તુમાંથી અથવા ઘણે દૂરની વસ્તુ જોવાની શક્તિ.''

* (ધી હિન્દુ સ્પિરીચ્યુલ મૅગેઝીન ડીસેંબર ૧૯૦૭.)

બાબુ શિશિર કુમાર ઉપર મુજબ લખે છે. જેઓ ઠાકુર હરનાથજીના પરિચયમાં આવ્યા છે તેઓ સઘળા એકમતથી સાક્ષી આપે છે. આ લેખકને પોતાને પણ તેવા અનુભવ કેટલીક વાર મળ્યા છે તેથી આ બાબતને હું જગત્ સમક્ષ મૂકતાં ડરતો નથી કેમકે અમારા ઠાકુર હજી વિદ્યમાન છે. જેઓ આધિભૌતિક શક્તિઓને અસંભવિત માનતા હોય તેમણે માત્ર કાશ્મીરનો પ્રવાસ કરવાનીજ તસ્દી લેવી.

આટલું છતાં પણ હરનાથજીના પૂજનીયપણાનો આધાર એમની અલૌકિક સિદ્ધિઓ ઉપર નથી. સિદ્ધિવડે જગત્‌ને મંત્રમુગ્ધ કરી શકાય છે ખરૂં પણ પૂજ્ય થવાતું નથી. પૂજ્ય થવાને કાંઇક જુદાજ પ્રકારની સિદ્ધિની જરૂર છે. તે ઉચ્ચતમ કોટીનું વર્તન અને સર્વ ઉપર નિ:સીમ પ્રેમ. સિદ્ધિવડે કોઈ મહાત્મા પૂજાયા નથી. વિશ્વવંદ્ય ઇસુ ખ્રિસ્તની સિદ્ધિઓને નજરે જોનાર ફેરિશીઓ તેમને વધસ્તંભ ઉપર જકડતાં ડર્યા ન હતા. ઇસુ સિદ્ધિવડે નહિ પણ દિવ્ય પ્રેમ, ક્ષમા અને દીનતાથી જગત્‌ના માનને પામેછે.

ઠાકુર હરનાથજી પાસે આધુનિક સમયમા અતિવિરલ મનાતી સિદ્ધિઓ ન હોય તોપણ તેમની ઉચ્ચ કોટિની કૃષ્ણભક્તિ અને પ્રાણીમાત્રપર તેમના અથાગ પ્રેમને લીધે તેઓ સર્વના પૂજ્ય થઇ શકે એમ છે જે કોઇ તેમના સંબંધમાં આવેછે તે તેમના પ્રેમને વશ થાયછે. "To know him is to love him and to love him is to love him for ever." (તેમને ઓળખતાંજ તેમની ઉપર પ્રેમ થાય છે અને પ્રેમ થાય છે એટલે તે પ્રેમ નિરંતર રહે છે.) એમનો પ્રેમ અને એમની ભક્તિ આ પત્રોમા

---

* અત્રે કહેવું જરૂરનું છે કે બાબુ શિશિર કુમાર ઠાકુરના ઉપાસક કે મિત્ર નથી. આ ચર્ચાની ઉત્પત્તિ પહેલાં તેઓ ઠાકુરને ઓળખતા ન હતા. સત્યશોધક બુદ્ધિથી તેમણે તપાસ કરી હતી.

જ્યાં ત્યાં જણાશે. તે એવાં તો સ્પષ્ટ છે કે બેદરકારીથી વાચનારનું પણ ધ્યાન ખેંચ્યા વગર રહેશે નહિ. "He who runs can read it". તોપણ એક દૃષ્ટાંત અત્રે આપવા યોગ્ય ધારીએ છીએ:-

**"જે તમને મળે તેને કહો કે તેઓ પોતપોતાના પાપનો બોજો મારે માથે મૂકી તેઓ નિષ્પાપ અને પવિત્ર થઇ પ્રેમ સિન્ધુ શ્રીહરિને દિલ ખોલી પુકારે. નરક મને ભયનું સ્થાન નથી. તમને સુખી અને પ્રેમી જોઈ હું મહા આનંદથી નરકમાં પણ કાળ નિર્ગમન કરી શકીશ"** ગુરૂ થવું એ મહા કઠણ વાત છે; શિષ્યના પાપની જવાબદારી પોતાને શિર લેવી પડે છે. શિષ્યને પાપ કરતાં અટકાવવાની અને તેનામા નીતિ અને ભક્તિના બળનો સચાર કરવાની જેમનામાં શક્તિ હોય તેઓજ સદ્ગુરૂ થઇ શકે છે. આટલા બધા વિસ્તારથી અમે શા માટે લખીએ છીએ ? નહિ કે અમારા પુજનીય ગુરૂના કીર્તિ વધારવા. તેમની કીર્તિ તો પ્રસરી રહેલીજ છે. તેમના જેવા દીન, સ્વદોષ પ્રતિ દૃષ્ટિ રાખવા સર્વદા તત્પર અને બાળક પાસેથી પણ ગુણગ્રહણ કરવા માટે નિરભિમાની. જગત્માં બીજા થોડાજ હશે. આ વિવેચન લખવાનો અને પુસ્તક પ્રસિદ્ધ કરવાનો એકજ હેતુ છે કે શાશ્વત સુખ અને શાંતિનો જે માર્ગ અમને મળ્યોછે તે સર્વને મળે જેમ અમે પાપમાં પગ ધરતાં ઠાકુરની શકિત વડે બચી જઇએ છીએ તેમ સર્વ બચે સ્વબળથી તરી જનાર મનુષ્ય વિરલ હોયછે ઘણા તો અમારા જેવા બાળક હોયછે. તેમને તો તારનારની જરૂર છે. આ જમાનામાં ખાસ જરૂર છે અમે જાણીએ છીએ કે અમારા જેવા નિર્બળ જગત્માં ઘણા છે. તેમના લાભ માટે અમારા ગુપ્ત રહેવા ઈચ્છનાર ઠાકુરને પ્રસિદ્ધિમાં મૂકીએ છીએ. પાપી, તાપી સર્વે આવો વિદ્વાન, મૂર્ખ, બ્રાહ્મણ, ચંડાળ સર્વને આશ્રય આપવા ઠાકુર તત્પર છે. "I am always ready to respond to the call of my children." (મારા બાળકોના પુકાર સાંભળવા હું હંમેશા તૈયાર છું) એવું થોડા સમય ઉપર ઠાકુરે, એક પત્રમાં

લખ્યું હતું. એમનો આશ્રય લેવા માટે કોઇને દીક્ષા લેવી પડતી નથી, કંઠી ધારણ કરવી પડતી નથી, તેમ ગુરૂ દક્ષિણા પણ આપવી પડતી નથી. માત્ર " માગો એટલે મળશે."

એમની ભક્તિનાં અને દીનતાનાં ઉદાહરણ હું આપું તે કરતાં વાંચનાર પુસ્તકમાંથી જાતે જોઇ લેશે તો વધારે લાભ થશે એમ સમજી હું આપતો નથી.

આ પત્રોમાં ઘણીવાર દેખીતી રીતે પરસ્પર વિરુદ્ધ વિચાર જોવામાં આવશે તે સંબંધે વાંચનારને સૂચન કરવાનું કે ચોક્કસ અભિપ્રાય બાંધતાં પહેલાં તેમણે આખું પુસ્તક વાંચી પ્રત્યેક વિચારનો પરસ્પર સંબંધ જોવો. એ વિષે થિયોસોફિકલ મંડળના વક્તૃત્વશાળી ધર્મપ્રચારક બ્રુકસ મહાશય નીચે પ્રમાણે લખે છે.—

These letters are divinely unreasonable and delightfully quaint. The "Pagal" has emerged from the dreary winter of separateness into the spring tide of Divine Communion and is "Mad as a March hare" in consequence."

હરનાથજી પોતે લખે છે કેઃ—

" પાગલની કથા અનેક સમયે સંબંધ વગરની થઇ પડે, અને તેથી સમજી શકાય નહિ. હું મારી પોતાની વાત અનેક સમયે સમજી શકતો નથી અને તેથી હું પોતે મનમાં ને મનમાં હસી મરૂંછું. "

ઠાકુરના પત્રોમાંથી વાંચનાર નીચેના સિદ્ધાંતો અવશ્ય શીખશે.

(૧) ભક્તિ અને પ્રાર્થના એ ઇશ્વર પ્રાપ્તિનો સરળમાં સરળ માર્ગ છે.

(૨) નામ સ્મરણ એ સર્વથી શ્રેષ્ટ ભક્તિ છે. કૃષ્ણ કરતાં કૃષ્ણ નામ વધારે કલ્યાણદાતા છે.

(૩) સ્ત્રી જાતિ પ્રત્યે ભક્તિ અને માનભરી વર્તણુક રાખવાની આવશ્યકતા અને નહિ રાખવાથી થતી મનુષ્ય જાતિની અવનતિ.

આ છેલ્લી બાબત અતિ મહત્વની હોવાથી એ વિષય ઉપર ઠાકુરના કેટલાક વિચાર અત્રે ટાંકવા યોગ્ય લાગે છેઃ-

**"પ્રેમના ભંડારની એક માત્ર અધિકારિણી, પ્રેમરૂપિણી સ્રી મૂર્તિઓ છે"**

**"આપણે વગર જાણ્યે એ પ્રેમમયીઓને ભીષણ ગરલમય સમુદ્રરૂપી બનાવી આપણે ઉત્પન્ન કરેલા વિષથી આપણે મરીએ છીએ."** ઇત્યાદિ.

મને ખાત્રી છે કે વાંચનાર સૌ સૌના અધિકાર પ્રમાણે આ પુસ્તકમાંથી કાંઇને કાંઈ અવશ્ય ગ્રહણ કરશે. જેઓથી નહિ થઇ શકે તેમને માટે હજી સમય આવ્યો નથી, કેમકે 'જ્યારે શિષ્ય તૈયાર થાયછે ત્યારેજ ગુરુ દર્શન આપેછે'. તોપણ મને વિશ્વાસ છે કે તેઓ હાલ નહિ તો કેટલાક સમય પછી પણ આજ સત્યો માગતા આવશે, ત્યારે તેમને નહિ સમજાય એવું ટાયલું આપોઆપ સમજાશે. અસ્તુ '

ઉપોદ્ઘાત સમાપ્ત કરતા પહેલાં એક વાત લખવાની આવશ્યકતા જણાયછે. આ પુસ્તકમાં શ્રીરાધાકૃષ્ણ સિવાય શ્રીગૌરાંગ, અને શ્રીનિત્યાનંદ (નિતાઈ) ના નામ જોવામાં આવશે શ્રીગૌરાંગ તે શ્રીકૃષ્ણનો આધુનિક અવતાર જે ઇતિહાસમાં શ્રીકૃષ્ણ ચૈતન્ય નામથી પ્રસિદ્ધ છે. શ્રીનિતાઇ તે શ્રીબળરામનો અન્ય અવતાર એ પ્રેમ અને ભકિતદાતા છે. દીન અને પતિત જનોના એક માત્ર આશ્રય સ્થાન છે. હાલતો એટલુંજ કહીશું. શ્રીગૌરાંગ મહાપ્રભુનું વિસ્તૃત જીવન વૃત્તાંત થોડાજ સમયમાં આ લેખકને હાથે પ્રસિદ્ધ થનાર છે તે વડે વાંચકની પિપાસા તૃપ્ત થશે.

શ્રીકૃષ્ણની અને તેમના ભકતજનોની સર્વ ઉપર કૃપા થાઓ ! સર્વ સુખી થાઓ ! નિરામય થાઓ ! કલ્યાણ માર્ગે વળો !

ન. બા.

# માત્ર મહત્વની ભૂલોનું શુદ્ધિપત્રક.

| પૃષ્ટ. | પ્રંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૨ | ૧૯ | સંબધ | સંબંધ |
| ૭ | ૬ | કીરણ | કિરણ |
| ૧૪ | ૧૧ | નથી | નથી |
| ૨૨ | ૨૦ | નર્ક | નરક |
| ૩૭ | ૬ | વાકય | વાક્ય |
| ૫૭ | ૧૧ | નિશ્ચિત | નિશ્ચિંત |
| ૬૮ | ૧૪ | પુષ્ય | પુષ્પ |
| ૭૮ | ૧૯ | પાલન કરો | પાલન ન કરો |
| ૧૧૦ | ૨૦ | કુષ્ણ | કૃષ્ણ |
| ૧૧૭ | ૧૭ | વાવ્ય | વાયવ્ય |
| ૧૨૧ | ૫ | અવનિતિ | અવનતિ |
| ૧૧૬ | ૧૫ | અને | અમને |

श्रीराधाकृष्णाभ्यां नमः ।

श्रीकृष्णचैतन्य महाप्रभु र्जयति ।

# पागल हरनाथ.

## પત્રાંક ૧.

हरेर्नाम हरेर्नाम हरेर्नामैव केवलम् ।
कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥

સદાએ હરિનામમાં મત્ત રહો. પવિત્રતા કે અપવિત્રતા તરફ લક્ષ આપતા નહિ. જગત્‌માં અપવિત્ર કશું છેજ નહિ, અને જો કાંઇ હોય તો તે પણ કૃષ્ણ–નામના સ્પર્શથી સૌથી પવિત્ર થઈ જશે. માટે કહુંછું કે નિદ્રામાં કે સ્વપ્નમાં હમેશાંજ કૃષ્ણ–નામમાં ડુબેલા રહો. નામજ મંત્ર છે, નામજ તંત્ર છે, નામજ ઇશ્વર છે. નામથી વધારે મોટું કાંઇ નથી. કૃષ્ણ કરતાં પણ કૃષ્ણ–નામ શ્રેષ્ઠ અને વજનદાર છે. મારા ભાગ્યમાં એવું સુખદ અને શુભ નામ લેવાનું નથી માટેજ મને ભય. નામ મહામંત્રના ઉચ્ચારણથી ભવરોગ નિવારણ થાય છે તો ક્ષુદ્ર દેહના વ્યાધિ નાશ પામે એમાં તો કહેવુંજ શું ? કશી ચિન્તા રાખતા નહિ. **નામ લીધા કરો એટલે જગત્ તમારૂં થઇ જશે–તમે જગત્‌ના થઈ જશો.**

ચિદાનંદમાં ડુબેલા રહેશો અને નિરાનંદની છાયા સરખી પણ જોવામાં આવશે નહિ. આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક કોઇ ભય તમને લાગશે નહિ. સઘળો ભય ભય પામીને દૂર પલાયન કરી જશે અને સર્વ કાળ તમે નિશ્ચિંત રહેશો. માટે કહુંછું કે કૃષ્ણનું નામ લીધા કરવું એ જીવનું એક માત્ર કર્તવ્ય અને ઉદ્દેશ્ય છે. નામ ભૂલી જવાથી સ્વર્ગનું રાજ્ય પણ મહા નર્કભોગ તરીકે ગણાય. કૃષ્ણને ભૂલી જવાથી જીવ માયાનો દાસ થાયછે. અને કૃષ્ણના નામનું સ્મરણ કર્યાથી જીવ મુક્ત થાય છે. જેનું આયુષ્ય પળવાર પણ રહેલું હોય તેણે કૃષ્ણનું નામ લઇ જીવન સાર્થક કરી લેવું. કૃષ્ણનું વિસ્મરણ કરવાથી બ્રહ્મત્વ કે શિવત્વ કશા ખપનું નથી. સુખ દુઃખ ક્ષણસ્થાયી છે. તેમાં મચી રહી કૃષ્ણને ભૂલી જવા એ અંજલિ અંજલિએ વિષપાન કરવા સમાન છે.

તમારો હુર.

## પત્રાંક ૨

પ્રિય યતિન્ !

તમારો પત્ર વાંચી મારી આંખમાં આંસુ આવ્યાં જો મારામાં ખરેખર કોઇ એવી શકિતઓ હોત તો તમારા લાભ માટે મેં તે જરૂર વાપરી હોત. પણ હું દિલગીર છું કે એમાંનું મારી પાસે કંઇજ નથી. ખરેખર હું અત્યંત દરિદ્ર છું શ્રીકૃષ્ણના પ્રેમ સાથે હું કંઇ સંબંધ ધરાવતો નથી. જો મારી પાસે એમાંનો એક અંશ સરખો પણ હોત તો હું વિના સંકોચે તે તમને આપીને કૃતાર્થ થાત. તોપણ હું આટલું કહુંછું કે તમે જે જે લખ્યુંછે

તે સઘળું તે દયામય કૃષ્ણે સાંભળ્યું છે. તે તમારૂં હૃદય પરમ પવિત્ર કરી તમારી સઘળી મનકામના પૂર્ણ કરશે. તે વાંછાકલ્પ-તરૂ છે. તેથી તે સર્વ પ્રાર્થના પૂર્ણ કરી શકે છે. તમારી વાસના પણ તે પૂર્ણ કરશે એમાં કોઇ પણ પ્રકારનો સંદેહ નથી. નિશ્ચિંત મને તેનું નામ લીધા કરો અને તમે જોશો કે પૂર્ણ આનંદ અને પરમ શાંતિ તમને થોડા સમયમાં પ્રાપ્ત થશે. તે સમયે તમારી છાયામાં બેસી અનેક તાપિત જનો શીતળ થશે. તેમ થવાને હવે ઝાઝી વાર નથી. કૃષ્ણ કરતાં પણ કૃષ્ણ–નામ અધિક બળશાળી અને પરમ શાંતિદાયક છે. એના જેવો જીવંત મહામંત્ર બીજો નથી. દૃઢ શ્રદ્ધા રાખી નામ લીધા કરો. શ્રદ્ધા વિના નામ લેવાય તોપણ તે વિફળ જતું નથી. ચાર દિવસના રહેઠાણ જગતને ચિર-કાળનું શાંતિસ્થાન ધારી ઠગાશો નહિ. આ પૃથ્વી ઉપર જે કાંઇ દેખાય છે તે ચિરસ્થાયી હોય તોપણ આપણો સંબંધ તેની સાથે ક્ષણિક છે, કેમકે પૃથ્વી તો જેમ છે તેમજ રહેશે પણ આપણે અહિં ચિરકાળ રહીશું એ કોઇ પણ પ્રકારે સંભવે એમ નથી. હાલ હયાત છીએ અને ઘડી પછી પણ ન હોઇએ. માટે કહું છું કે આ ક્ષણભંગુર પૃથ્વીને ચિરકાળનો વાસ ગણીને અનંત શાંતિના સ્થાનને કોઇ વિસરી જાઓ નહિ, એજ તે દયામયની આગળ મારી પ્રાર્થના છે. તે આ મારી મનોવાંછના પૂર્ણ કરશે. માટે હું કહું-છું કે ચિરદિનના અને તેથી સઘળી અવસ્થાના અકપટ બંધુ કૃષ્ણને અને ચિરદિનની સામગ્રી કૃષ્ણ–નામને ભૂલી જઇ આ ચાર દિવસના પાર્થિવ સુખદુઃખ, પુત્ર પરિવારને આપણા પોતાના ગણી ભ્રાંતિમાં પડશો નહિ.

નામ ભૂલતા નહિ. સર્વ શકિતના આધાર અને બીજરૂપ નામ

ઉપર વિશ્વાસ કરી મન, વાણી અને કર્મથી તેનો આશ્રય લેવો એ સર્વનું કર્તવ્ય છે. જેની પાસે રહેવાથી સદા હરિકથા થયા કરે તેનેજ ખરો બંધુ ગણવો; પણ જે પૃથ્વીના સકલ બંધનને વધારે દૃઢ અને જબરાં કરવાનો યત્ન કરે તેને કદી પણ બંધુપદ આપી શકાય નહિ. આ દુનિયાદારીનું જે કર્તવ્ય હોય તેને તેમ સમજી કર, અને નામને પોતાના પરમ મંગલ અને પ્રીતિદાયક નિજ ધન ગણી તેને ખરા અંતઃકરણથી ચાહો. તમારો પ્રાણ કોઇને પણ અર્પણ કરતા નહિ. પાર્થિવ દેહને પાર્થિવ કાર્ય માટે વાપરો અને કૃષ્ણનાં પ્રાણ અને મન કૃષ્ણને સમર્પી સુખસમુદ્રમાં ડુબેલા રહો એટલે તમને કદી પણ ઉદ્વેગ થશે નહિ અને કોઇનો પણ તમને ભય રહેશે નહિ. **જે જગતનું બીજ અને મૂળ કારણ છે તેના ઉપર જો તમે પ્રેમ રાખશો તો સર્વ જીવ અને સકલ વસ્તુ ઉપર પ્રેમ રાખ્યા બરાબર ગણાશે.** જેમ વૃક્ષના મૂળમાં જળ સિંચન કર્યાથી તેના સર્વ અંગને જળ સિંચન કરેલું ગણાશે તેમ કૃષ્ણના ઉપર પ્રેમભાવ રાખ્યાથી સઘળા ઉપર પ્રેમભાવ રાખેલો ગણાશે. **જે કૃષ્ણનો સ્નેહી છે તે સકળ જગતનો સ્નેહી છે.** માટે મન, વાણી અને કર્મથી તેજ સર્વ કારણના કારણરૂપ કૃષ્ણ ઉપર પ્રેમ રાખવો એ સર્વનું કર્તવ્ય છે. એ વિષે શાસ્ત્રમાં કહ્યું છે કે "જે માણસ કૃષ્ણને ભજે છે તે મહા ચતુર છે."

માતાને સ્થૂળ દેહધારી શ્રીકૃષ્ણ તરીકે ગણવી એ દરેક જણનું કર્તવ્ય છે. જે માતાએ પુત્રને ગર્ભમાં ધારણ કર્યો, જન્મ આપ્યો, પાલન કરીને પુષ્ટ કર્યો તેને સાક્ષાત્ ઇશ્વર ન ગણીએ તો ઇશ્વરનું ઇશ્વરત્વ બીજે કયાં દેખાશે? ઇશ્વર જગતને ધારણ કરેછે, ઉત્પન્ન કરેછે, પાલન કરેછે, અને પુષ્ટ કરેછે. તેજ પ્રમાણે

માતા પણ પુત્રના શરીરના સંબંધમાં કરેછે. ત્યારે મારા સંબંધમાં માતા ઇશ્વર તુલ્ય કેમ ન હોઇ શકે ? વળી એક વાત–હું જે દેવની પૂજા કરૂંછું તેને માન આપું અને બીજા દેવની પ્રતિમાનો તિરસ્કાર કરૂં અને અપમાન કરૂં તો કહો એમાં પાપ લાગે કે નહિ ? તેજ પ્રમાણે કેવળ પોતાની માતાને દેવી તુલ્ય ગણું અને બીજાની માતાનું અપમાન કરૂં તો એમ સમજવું કે મહાપાપનો મેં સંચય કર્યો-છે. માટે કહુંછું કે પોતાની માતા તુલ્ય સર્વની માતાને ગણવી. શ્વાન અને બિલાડાની માદાનો પણ તિરસ્કાર કરવો નહિ. જે માતાએ પોતાના હૃદયના રક્ત વડે તમારૂં પાલન કીધુંછે તે માતાને તમારા હૃદયની પ્રેમભકિત અર્પી તેની સેવા કરવી એ કર્તવ્ય છે. માતાથી પરમ દેવતા બીજો કોઇ નથી. તમારે મનમાં એમ ધારવું કે ઇંદ્ર, ચંદ્ર વગેરે તેત્રીશ કોટિ દેવતા માતાના શરીરમાં રહ્યા છે.

સ્ત્રીને વિલાસની સહયોગિની માની વર્તમાન અને ભવિષ્યની સર્વ શકિત ક્ષીણ કરવી એ કોઇ પણ પ્રકારે માણસને ઉચિત નથી. સ્ત્રીને વર્તમાન અને ભવિષ્યની પ્રધાન સંગિની ગણવી પણ સામાન્ય પાર્થિવ વિલાસની સંગિની ગણવી નહિ. તેને તેના લાયક માન આપી સઘળી અવસ્થામાં સહયોગિની કરવી યોગ્ય છે. તેના ગુણ ગ્રહણ કરી તેના બદલામાં તમારા પોતાના ગુણ તેને આપજો. આ પ્રમાણે ગુણનો વિનિમય કરવાથી તમારો સંયોગ ગાઢ થશે અને અંતે બન્ને જણ જોડાઇ જઈ એકરૂપ થઇ જશો. એ આનંદ અવર્ણનીય છે. જો તમે પ્રેમ કરતાં શીખ્યા હો તો એ પ્રેમ ચાર દિવસમાં ભૂલી ન જવાય તેની સંભાળ રાખજો. નિકૃષ્ટ કામને વશ થઇ ચિર કાળનું સુખ ગુમાવવું એ ઉચિત નથી. મારો પ્રેમ અંગીકાર કરજો અને અન્યોને પણ કહેજો.

તમારો આશ્રિત

ગુરૂ.

## પત્રાંક ૩

**શ્રીયુત નગેન બાબુનાં પત્નીને.**

**સ્નેહમયી માતા !**

માળા લેવાની વાત, મા ! મા ! એ વાત શા માટે પૂછોછો ? જો કોઇને મળમૂત્ર ત્યાગ કરતાં એકાદ રત્ન જડી આવે તો પોતે અશુદ્ધ છે એમ જાણીને એ રત્ન નહિ ઉપાડી લે ? રત્ન લેવા માટે માણસ કોઇ વાર પણ પવિત્ર અપવિત્રનો વિચાર કરતો નથી માટે કહુંછું કે માતા ! માળા ધારણ કરતાં અને માળા ફેરવતાં વળી પવિત્ર અપવિત્રનો વિચાર મનમાં શા વાસ્તે લાવવો જોઇએ ? જે વસ્તુ સદાજ પરમ પવિત્ર છે તેમાં વળી અપવિત્રતા કયાંથી ? તમે નિત્ય શુદ્ધ છો. તમારા સ્પર્શે કરી પરમ અપવિત્ર વસ્તુ અને જીવ તત્ક્ષણ પરમ પવિત્ર થઇ જાય. માટે કહું છું કે, મા ! માળા ફેરવવામાં કોઇ પ્રકારે સંદેહ કરતાં નહિ. હે મા! જો કોઇ પાતકી પોતાના પાપના ભયને લીધે ગંગાસ્નાન ન કરે તો તેનાં પાપ કેવી રીતે ટળે? માતા! જગતમાં પાપીઓ છે તેથીજ ગંગાજીની એટલી પ્રતિષ્ઠા અને એટલું મહાત્મ્ય છે. જો પાતકી ન હોય તો ગંગાજીનો એટલો આદર થાય નહિ. પ્રિય માતા! હવે ખરા મન અને પ્રાણથી એજ રસિક કૃષ્ણના નામ રૂપી કંઠભૂષણ પહેરો એજ મારી પ્રાર્થના છે. કૃષ્ણ–નામ કરતાં બીજો કોઇ મહામંત્ર છેજ નહિ. મા ! કોઇ અધમ હોય અને કૃષ્ણને ભજે તો તે શુદ્ધ છે એમ સમજવું. કૃષ્ણનું ભજન કરવું એ જીવનું પ્રધાન લક્ષ્ય છે. જીવ પોતાનું કૃત્ય ભૂલ્યાથી કેવળ કર્મ બંધનમાં પડેછે.

"જીવ પોતે કૃષ્ણનો નિત્ય દાસ છે એવું જ્યારથી ભૂલી ગયો ત્યારથી માયા-પિશાચિનીએ તેને ગળે બંધ નાંખ્યો" મા! કૃષ્ણને ભૂલી ગયે જીવ માયા દાસ થઇ ચિરદિન બદ્ધ થઇ જાય છે. માટે કહું છું કે કૃષ્ણને ભૂલી જતાં નહિ. કૃષ્ણ પ્રાપ્તિનો પ્રધાન ઉપાય તેનું નામ સ્મરણ કરવું, અહોનિશ તેના નામમાં મગ્ન રહેવું. મા! જે શીતળ જળમાં સદાય મગ્ન રહે છે તેને ઉષ્ણ સૂર્યના કીરણ કોઇવાર પણ સ્પર્શ કરી કષ્ટ આપી શકેછે? પૃથ્વીના સમસ્ત જીવ હાહાકાર કરે તોપણ ભકિત-જળમગ્ન જીવોને કશી વ્યથા થતી નથી. એજ પ્રમાણે માયા કોટિ પ્રયત્ન કરે તોપણ જેઓ કૃષ્ણ-નામ અને કૃષ્ણ-પ્રેમમાં મગ્ન રહેછે, તેઓને તે કશુંએ કરી શકતી નથી. કૃષ્ણ-નામ વ્યતીત અન્ય ઉપાય છે કે નહિ તે હું જાણતો નથી. માટે મારી પ્રાર્થના એ છે કે સદાએ કૃષ્ણ-નામ જપ્યા કરો. માતા! **નામ લેતાં લેતાં પ્રેમ ઉત્પન્ન થશે અને પ્રેમ ઉત્પન્ન થતાં તેજ પ્રેમમૂર્તિ હરિને તમે પ્રાપ્ત કરશો.**

તમારો હર.

## પત્રાંક ૪

પ્રિય ક્ષીરોદ!

મને હવે વધારે ઉન્મત્ત કરતા ના. તમારો પત્ર મળતાંજ મને વિવિધ ચિન્તા થઇ કે કોણ જાણે એમાં શું લખ્યું હશે; મને એવી રીતે લખશો નહિ. મને તમારો સ્વજન માનીને સુખી કરજો. હું મહા પાખંડી અને ધૂર્ત છું. તમારા પ્રેમને લીધે તમે મારા દોષ

જોઇ શકતા નથી. માટેજ કહ્યું છે કે "પ્રેમ અંધ છે." માટેજ તમે મને સર્વ પ્રકારે સંપૂર્ણ દેખોછો. પોતાના સંતાનને કોઇ નઠારો ધારતો નથી. હશે, તમારા પત્રના અક્ષરે અક્ષર પૂરેપૂરા પાગલ માણુસનું ચિત્ર બતાવી આપેછે. ચિત્તને સખત નિયમમાં રાખો. જળનો સ્વભાવ વહેવાનો છે; કોઇવાર પણ સ્થિર રહી શકવાનો નથી; તોપણ ઘડાની અંદર રાખવાથી ચિરકાળ સુધી સ્થિર રહી શકે. મનને પણ તેજ પ્રમાણે સખત ઘડામાં ન રાખ્યાથી ક્રમેક્રમે ચલિત થવા પામેછે. મનને ચળાવનાર મોટામાં મોટા બે ખાડા છે–કનક અને કામિની. એ બેમાં કનક કરતાં પણ કામિની પ્રધાન છે, માટે મનને સ્થિર કર્યાથી એ મોટા ખાડામાં દોડી જતાં મનને અટકાવાય. શું તમે જાણુતા નથી કે મોટી નદીની પાસે કુવો ખોદાવ્યો હોય તો તેના જળમાં નદીના જળની સાથે ક્ષીણતા અને વૃદ્ધિ થવા પામેછે? નદી નિરંતર કુવાના જળને આકર્ષીને કુવાને સુકો કરી મૂકેછે. તે મુજબ મોટી નદી રૂપી કામિની થકી દૂર રહેવામાંજ હિત છે. જ્યારે મનને સખત શૃંખલામાં પૂરી રાખશો તો નદી મધ્યે રહીને પણ તમારી કોઇ રીતે ક્ષતિ થશે નહિ. કુંભમાં જળ ભરીને નદીમાં ડુબેલો રાખીએ તો નદીમાં ગમે તેટલું જળ વધે પણ તેમાં વધશે નહિ અને કમી થાય તો પણ કમી થશે નહિ. તે સદાએ પૂર્ણ રહેશે. માટે કહું છું કે સાપ* સાથે ક્રીડા કરવી હોય તો પ્રથમ સાપને વશ કરવાનો મંત્ર શીખવો જોઇએ. મંત્ર જાણ્યા વિના જે સાપ

---

*અહિં સ્ત્રીને સર્પ સાથે સરખાવી છે. બીજા પત્રોમાં પણ એવી સરખામણી ઘણી વાર કરેલી છે.

પકડવા જાયછે તેના વિષથી પ્રાણ જાયછે એમાં કાંઇ સંદેહ નથી. પ્રથમ મંત્ર શીખો અને ત્યાર પછી સાપ પકડવા જાઓ. રાજા થવું હોય તો પ્રથમ નમ્ર થતાં શીખવું જોઇએ. પ્રિય ક્ષીરોદ! મનને સખ્ત દોરડાથી બાંધ અને જોજે કે તે વચમાંથી છૂટી ન જાય એ વિષે ભક્તગણો એવું કહેછે કે "સ્ત્રી રૂપ નદીમાં સ્નાન કરવાને કદી નીચા વળતા નહિ" ઇ. અગાધ સમુદ્ર રૂપી સ્ત્રીમાં ઝંપલાવતા નહિ. પતંગીઆની માફક તેજ જોઇને તેમાં ઉડી પડતા નહિ. સાવધાન! સાવધાન! જે પુરૂષ આ નિરાનંદમય જગતમાં આનંદથી રહી શકે તેને ખરેખરો ચતુર જાણવો. નિરાનંદ સ્થાનમાં નિરાનંદ રહેવું એમાં બહાદુરી નથી. પીધેલ લોકમાં પીધેલ ગણાવું એમાં મોટી વાત નથી ચોરની ટોળીમાં ચોર થઇ રહેવું એમાં આશ્ચર્ય જેવું નથી. પણ પ્રતિકુળ સંયોગોની ટક્કર ઝીલીને પોતાના ગુણ ધારણ કરી રહેવું તેજ બહાદુરી છે અને તેજ પ્રશંસનીય છે. પૂર્ણ દુ:ખવાળા સ્થાનમાં આનંદથી રહેવું એમાં ચતુરાઇ છે. માટે કહુંછું કે સાવધાન રહો! સ્ત્રીને સહધર્મિણી ગણવી; તેને વિલાસની સાધનરૂપ માનીને ભ્રમમા પડતા નહિ **શ્રીરા**મચંદ્રે રાજસૂયજ્ઞ વખતે **સી**તાજીની સુવર્ણની પ્રતિમા બનાવી હતી. સ્ત્રીને દૂર રાખી તેની મૂર્તિને પ્રાણનું ધન માની તેનું ચિંતવન કર્યાથી જે સુખ મળેછે તે સ્ત્રીને નિકટ રાખવાથી મળતું નથી. સ્ત્રી પાસે હોય ત્યારે તે માયારૂપ છે અને દૂર હોય ત્યારે શુદ્ધ પ્રેમ અને અનુરાગ રૂપ છે.

તમને કહેવાની હજી અનેક વાત રહેલી છે તે સમયે સમયે કહીશ. લખવાથી પૂરી થાય તેમ નથી. મને તમારા મનમાં રાખજો.

તમારો.

ગુરૂ.

## પત્રાંક ૫

**અનુકુળ ચંદ્ર મુખોપાધ્યાયને**

**પ્રિયતમ અનુકુળ !**

તમારો પત્ર મળ્યો છે. મારામાં શું જ્ઞાન છે કે હું તમને ઉપદેશ આપું ? જે સમયે જે મનમાં આવેછે તે હું લખી દઉંછું. તમે મારા ઉપર અતિશય પ્રેમ રાખોછો તેના બળે કરીને મારી અસંબંદ્ધ અને ભાગી ત્રુટી વાતો પણ તમને મધુર લાગે છે. મારી વાતનો કાંઇપણ પ્રતાપ **નથી**. પ્રતાપ માત્ર તમારા પ્રેમનો છે. સ્ત્રી પોતાના સ્વામી પાસે બેસી કાંઇ કાંઇ ગાંડી ઘેલી વાતો કરેછે તે વાતોથી બીજાને હસવું આવે છે તોપણ એજ વાતો સ્વામીને એટલી મધુર લાગેછે કે તે વાત બંધ કરાવવાની તેને ઇચ્છા પણ થતી નથી. સ્રીની વાત સ્વામીને અને સ્વામીની વાત સ્રીને એટલી મધુર લાગે એ કાંઇ વાતને લીધે **નથી**, પણ પ્રેમને લીધે છે. માટે હું કહુંછું કે તમારી આગળ જે હું બોલુંછું તે તમને મધુર લાગેછે તે મારા ઉપર પૂર્ણ પ્રેમને લીધે છે.

સારૂં લાગવાનું વળી એક કારણ એ છે કે સુંદર પદાર્થો દરેક સ્થળે આદરણીય થાય છે. જેમકે કુતરાં, બીલાડાં અને પશુ પક્ષીમાં પણ માતાનો પ્રેમ જોઇ કેટલો બધો આનંદ થાય છે? સ્વામી અને સ્રીનો મધુર પ્રેમ મૂંગાં પ્રાણીઓમાં પણ કેવો મધુર દેખાય છે? તેજ પ્રમાણે કૃષ્ણ-કથા છે; તે એવી મધુર અને પવિત્ર છે કે પાતકીને મુખે પણ સારી લાગે. સંબંધ વિનાની હોય તોપણ મધુર લાગે. તાત્પર્ય એ છે કે મારા શબ્દોમાં માધુર્ય નથી પણ મધુરતમ વસ્તુ (શ્રીકૃષ્ણ) વિષે બોલુંછું માટેજ તે મધુર

લાગેછે. એ જ પ્રમાણે વિદેશે ગએલા સ્વામીનું ચિંતવન પણ સ્ત્રીને મધુર લાગેછે. માટે કહુંછું કે મને ધન્યવાદ આપવાની કશી જરૂર નથી. જો ધન્યવાદ આપવો હોય તો તે **શ્રીકૃષ્ણ**ને આપવો કે જે એવા મધુર છે અને જેની કથા એવી પવિત્ર અને મધુર છે. જેવા તે મધુર છે તેવું તેમનું નામ મધુર છે. નામ તો તેમના કરતાં પણ મધુર છે. જેમ કોઇ મિષ્ટ પદાર્થનું નામ તે પદાર્થના અમધુર ભાગોને મૂકી દઇ મનમાં માત્ર મિષ્ટતાનો વિચાર આણેછે તેમ કૃષ્ણનું નામ આનુષંગિક અનેક દુઃખનો લોપ કરી કેવળ આનંદજ મનમાં આણેછે. "કમળ" શબ્દ બોલ્યાથી સુંદર રંગ, સુંદર આકૃતિ, મધુર સુગંધ અને તેને લગતી સુંદરતાનો ચિતાર મનમાં આવેછે. કમળ પ્રાપ્ત કરવાની મુશ્કેલી અને તેની કાંટાવાળી ડાંખળીનો વિચાર બીલકુલ આવતો નથી. પણ જ્યારે આપણે કમળને સાક્ષાત જોઇએ છીએ ત્યારે તેની કાંટાકાંટાવાળી ડાંખળી, તેનું ધીમે ધીમે કરમાઇ જવુ, તેને તોડી લેતાં થતો કદરૂપો દેખાવ વગેરે અનેક અરૂચિકર વસ્તુઓનું ચિત્ર નેત્ર આગળ રચાતાં પૂર્ણ રૂપે સુખ થતું નથી. બીજું દૃષ્ટાંત કેરીનું લો. 'કેરી' એ શબ્દ અને ફળ એ બેની વચ્ચે મોટો ભેદ છે. કેરી શબ્દ બોલતાં કેરીની સર્વોત્કૃષ્ટ મિષ્ટતાજ મનમાં આવવાની. કેરી હાથમાં આવવાથી મનમાં સંદેહ ઉત્પન્ન થશે કે એ મીઠી હશે કે કેમ ? ત્યાર પછી તેનાં તૂરાં છોતરાં, કઠણ ગોટલો એ સર્વેનો વિચાર આવશે; પણ ફળનું કેવળ નામ લેવાથી છાલ ગોટલા વગેરેના વિચાર આવતા નથી પણ કેવળ મધુર રસનો વિચાર આવેછે. તેવી રીતે મારા શ્રીકૃષ્ણ અને તેમના નામ વચ્ચે

એવો ભેદ છે. નામમાં કેવળ મિષ્ટતા છે. શ્રીકૃષ્ણમાં સઘળું છે–નાના પ્રકારનાં ભયાનકત્વ છે, બિભત્સત્વ છે, પણ નામમાં તો કેવળ મધુરત્વ છે. માટે કહું છું કે નામજ અધિક મધુર છે. નામ પ્રધાન હોવાનું એક મુખ્ય કારણ એ છે કે નામવડે શ્રીકૃષ્ણને ખરીદ કરી શકાય છે. જ્યારે રૂપીઆવડે કોઇ પણ વસ્તુ વેચાતી લઇ શકાય ત્યારે મારા વિચાર પ્રમાણે રૂપીઆને હું પ્રધાન ગણું છું. જો રૂપીઆ હોય તો જ્યારે આપણને કોઇ ચીજની અભિલાષા થાય ત્યારે આપણે તેને વેચાતી લઇ શકીએ છીએ. એજ પ્રમાણે ધીમે ધીમે શ્રી કૃષ્ણના નામનો સંગ્રહ કરી રાખીએ તો શ્રીકૃષ્ણને વેચાતા લેવાની ઇચ્છા થયે તત્કાળ લઇ શકીએ. આ કારણને લીધે શ્રી કૃષ્ણનું નામ મારા વિચાર પ્રમાણે સર્વ પ્રધાન અને સર્વોત્કૃષ્ટ છે. ત્યારે જેમ ધન સંગ્રહ કરવામાં પ્રથમ કષ્ટ કરવું પડેછે અને કૃપણતા કરવી પડેછે તેમ નામનો સંગ્રહ કરવા જતાં હરેક જણે સંયમ અને ગોપન કરતાં શીખવું જોઇએ. પછી જ્યારે દ્રવ્ય અધિક થાય ત્યારે તે કમાવાનું કષ્ટ કરવું પડતું નથી. પણ વ્યાજે મૂકવાથી એની મેળે આવ્યા કરેછે. એજ પ્રમાણે નામરૂપી ધનથી ધનવાન થવાય ત્યારે તેને ગુપ્ત રાખવા જતાં પણ તે ગુપ્ત રહી શકતું નથી. તે પોતાની મેળેજ પ્રકટ થઇ જાયછે. માટે કહું છું કે પ્રથમ સંયમ અને ગોપન એ બેની સહાય લેવી પડે છે. તેમ ન કરીએ તો જે કાંઇ થોડું ધન હોય તે કોઇ ચોરી કરી લઇ જાય અને પૂંજી ગૂમ થઇ જાય. એટલા માટે શાસ્ત્રમાં વારંવાર કહ્યુંછે કે નામનું સાવધાન–પણે ગોપન કરવું. તમારો સંકલ્પ દૃઢ રહે તે માટે સાવધ રહેજો.

ક્ષણિક આનંદના બદલામાં તમારા ચિરકાળના સુખને જલાંજલિ ન અપાય. આપણે ફરીથી મળીશું એમ આશા રાખવામાં આવેછે, પણ શ્રીકૃષ્ણ એ આશા પૂર્ણ કરશે કે નહિ તેની ખબર નથી. તેની ઇચ્છાજ બળવાન અને સર્વત્ર ફળવાન છે. મારે માટે ચિંતા રાખશો નહિ; મને ભૂલી જતા નહિ; કોઇ કોઇવાર સંભારતા રહેજો.

તમારો હર.

## પત્રાંક ૬

**શ્રી**યુત **નૃસિંહ બાબુ !**

આપનો કૃપા પત્ર મળ્યો. મહાશય ! પ્રતિમાસે એકવાર પૂર્ણ ચંદ્રનું દર્શન થાયછે તેથીજ ચંદ્રને એટલું માન અને આદર મળેછે. તમારો પત્ર પણ ચંદ્રનો સ્વભાવ પામ્યોછે માટે આ ચકોરની આગળ તેને એટલું માન. કોણ જાણે તમારા પત્રમાં શું શું ભરીને તેને બીડોછો કે ખોલતા વારને હાસ્ય અને ખિન્નતા આપોઆપ આવી મને વશ કરી લેછે. પત્ર મળતાની સાથે મનમાં એમ આવે છે કે તમે પોતેજ મળ્યા. ત્યારે આનંદની સીમા રહેતી નથી. વાંચતાં વાંચતાં એકવાર આત્મવિસ્મૃત થઇ આનંદમાં મગ્ન થાઉંછું. બીજીવાર મારી સ્થિતિ રૉબિન્સનના જેવી થાયછે, ત્યારે તેની વાત સાંભર્યાથી ઉદ્વેગ પામુંછું. કોણ જાણે મને એટલું દુઃખ કેમ થાયછે? ગરીબ ઉપર સર્વનો જુલમ ચાલેછે. બીજો કોઇ ઉપાય ન જડતાં હાથ જોડી કેવળ તેજ ભવભયનિવારક શ્રીકૃષ્ણની પાસે વિનીત ભાવે પ્રાર્થના કરૂંછું

કે તે મને સહનશકિત આપે. એટલે ગમે તે કષ્ટમાં પડયાથી પણ મારા પ્રાણધનને ભૂલી ન જાઉં. 'મારૂં' કહેતાં મારૂં કશું એ નથી. હું માત્ર નિર્ધન પ્રવાસી છું. જે મને દયા કરી વહાણમાં બેસાડી લે તેનો હું થઇને રહું. હું ટિકીટ વગર વહાણમાં મુસાફરી કરવા નીકળયોછું તેથી વહાણનો કૅપ્ટન મને જે હુકમ કરે તે હું પાળુંછું અને મને જ્યાં જેમ બેસવાનું કહેછે ત્યાં તેમ બેસુંછું. મારી પાસે નાણું ન મળે એટલે જોર ન ચાલે. તમે ભાડું આપ્યુંછે તેથી તમારૂં તો જોર પણ ચાલે. જ્યારે તે તમને મનમાનતી સગવડ ન કરી આપે ત્યારે તમારે તેને તે વિશે કહેવાની પણ છૂટ છે. જેઓની પાસે ભજન સાધન છે તેઓને પાર જવાને કર્ણધારની ખુશામત કરવી પડતી નથી. તેઓ પૈસા આપીને પાર ચાલ્યા જાય, પણ જેઓ મારા જેવા ગરીબ ભજન સાધન વિનાના છે તેઓને બીજો ઇલાજ નથી. તેઓનું કર્તવ્ય એ છે કે સદાએ દયામયનું નામ જપ્યા કરવું, અને તેના ગુણાનુવાદ ગાવા. અવશ્ય તે દયા કરશે. દૃઢ વિશ્વાસ રાખી તેનું નામ જપ્યા કરવું અને તેના ગુણો ગાયા કરવા એજ સર્વતોભાવે કર્તવ્ય અને ઉચિત છે. જુઓ, મહારાજ-ની સાથે મહારાજ, અમીર સાથે અમીર, યોગી સાથે યોગી, સંન્યા-સી સાથે સંન્યાસી અને ગરીબ સાથે ગરીબ વાતચીત કરે તો તે શોભેછે; જે સ્થળે વિપરીત હોય તે સ્થળે દુઃખ ઉત્પન્ન થાયછે. માટે કહુંછું કે જેઓ પાસે ભજન સાધન છે તેઓજ બ્રહ્મ, ઇશ્વર વગેરે સાથે વાતચીત કરે; પણ મારે તો કંઇજ નથી. ઘણો કંગાલ છું તેથી કંગાલના પ્રભુશ્રી ગૌરાંગની સાથે વાત કરવા ચાહુંછું અને તેથી હું ગોપનો કુંવર અને ગાયોનો ચરાવનાર જે

કનૈયો મારો પ્રાણ છે તેનો સંગ કરવા ચાહુંછું. આ સ્થળે મંત્ર, તંત્ર, જપ, ધ્યાન કશું કરવાની જરૂર નથી. કેવળ પ્રેમની જરૂર છે. પણ મારૂં દુર્ભાગ્ય એવું છે કે જેની પાઇ સરખી પણ બેસતી નથી તે પ્રેમ પણ મારાથી તેને અપાતો નથી. એટલું છતાં કૃષ્ણ એવા દયામય છે કે જે તેને બીલકુલ ચાહે નહિ તેને તે ઘણાજ ચાહેછે; જે તેની હાંસી કરે તેના ઉપર પણ તે દયા કરેછે. આવા દયામયને છોડીને શા માટે હું રાજદરબારે ભિક્ષા માગું ? રસિકની સાથે અરણ્યમાં વાસ કરવો હું વધારે પસંદ કરૂં-છું. મને આશીર્વાદ દો કે મન, વાણી અને કર્મથી હું સર્વ પ્રકારે તેનો થાઉં. મારે મુક્તિ જોઇતી નથી. બ્રહ્મત્વ કે ઇંદ્રિત્વની પણ મને લાલસા નથી. એટલીજ ઇચ્છા છે કે હું કેવળ તેનો દાસાનુદાસ થાઉં કે મારી આશા પૂર્ણ થાય. કંગાલ ઉપર કૃપાથી પરવશ થઇ તે દયામય હરિએ અતિ દીન શ્રીગૌરાંગરૂપે સર્વ ઉપર દયા કરી-છે અને એજ પ્રમાણે શ્રીનિત્યાનંદરૂપે લોકોનાં અંતઃકરણમાં પ્રેમ આપ્યો છે. આપણે માટે પ્રભુએ જે જે કષ્ટ વેઠયાંછે તે વિષે જ્યારે વિચાર કરીએછીએ ત્યારે આપણું હૃદય જર્જરિત થાય-છે. ધન્ય પ્રભુ ! ધન્ય છે તમારી દયાને ! અમારાં પાપ માટે તમને કેટલું બધું કષ્ટ ? અમારાં પાપનો બોજો વહન કરતાં તમને આટલું કષ્ટ થાયછે તે જાણી અને શ્રવણ કરીને પણ અહરહઃ પાપનો બોજો અમે વધારતા જઇએ છીએ ! હે પ્રભુ ! અમારી શી ગતિ થશે ?

મહાશય ! તમે જે લખ્યુંછે તે સત્યજ છે. વૈષ્ણવ થયે મનુષ્ય જ્ઞાતિ બહાર ગણાય છે કેમકે તે અહંકાર ( હુંપણું )

ખોઇ પોતાના દિવસ જડવત્ ગાળેછે. એમ કહેવાય છે કે જ્ઞાતિ છોડયાથી વૈષ્ણવ થવાય છે.* **જીવનો જાતિ સ્વભાવ–અહંકાર, માત્સર્ય, લોભ, મોહ, કામ, લજ્જા, ભય, ઘૃણા, હિંસા, દ્વેષ વગેરે ૪ જ્યાં સુધી આ સર્વ ગુણ રહેછે ત્યાં સુધી વૈષ્ણવ થવાતું નથી.** જ્યાં સુધી જીવ સ્વજાતિમાં રહેછે ત્યાં સુધી તે વૈષ્ણવ થઈ શકતો નથી. માટે જાતિ મૂકી દીધા વગર વૈષ્ણવ થવાતું નથી. માટે કહુંછું કે જીવ વૈષ્ણવ થાયછે ત્યારે તે વહે- છે તે ખરો પણ તેની ગતિ વિપરીત હોયછે. જે દિશાએ જવાથી સમુદ્ર (સંસાર)તરફ જવાય તે તરફ તે જતો નથી. એનુંજ નામ યમુનાની ઉલટી ગતિ. વૈષ્ણવ ધીમે ધીમે એમ ઉલટી ગતિએ ચાલતાં ચાલતાં પોતાના ઉત્પત્તિ સ્થાને જઇ પહોંચી સ્થિર થાયછે, તીરે આવેછે અને નિશ્ચિંત થાયછે. પણ જ્યારે જીવ ક્રમેક્રમે તીરથી વધારે વધારે દૂર, કોઈવાર ડુબતો, કોઇવાર તણાતો જાયછે ત્યારે તેને વિશ્રામ કરવાનો એક પળનો પણ અવકાશ મળતો નથી. કૃષ્ણ કરે અને આપણે વૈષ્ણવ થઇ વહ્યા જઇએ! યમુનાની ઉલટી ગતિનું કારણ માત્ર શ્રીકૃષ્ણનો વંશીનાદ છે. પ્રવાહની સામા જતાં જતાં વંશીધ્વનિ સંભળાય છે અને એ પ્રમાણે એ વંશીનો નાદ સાંભળતાં સાંભળતાં ક્રમેક્રમે તે વંશીના વગાડનારનાં દર્શન થાયછે અને તેમ થવાથી કૃતાર્થ થવાય છે. પણ જેઓ જીવની ગતિ પ્રમાણે સંસારરૂપી મહાસાગર તરફ ચાલ્યા જાયછે તેઓને ક્રમેક્રમે એ મધુર ધ્વનિ ઓછો અને ઓછો સંભળાતો જાયછે તે એટલે સુધી કે છેવટે તે બિલકુલ સંભળાતો

---

*જબ લગ જગમેં નહિ હોય હાંસી।
તબ લગ હરિ-ભક્તિ નહિ સાચી॥

નથી અને પછી તરવાનો માર્ગ ખોઇ બેસેછે. તે વખતે કષ્ટ વધારે વધારે ભયાનક સ્વરૂપ ધારણ કરી જીવને તાડન કરેછે; ત્યારે ખિન્ન થવાથી કાંઈ વળતું નથી. ત્યારે જીવ પોતાનાં કાર્ય સંભારી સંભારી અનુતાપે દગ્ધ થાયછે. માટે કહુ છું કે મહાશય ! તમે પણ વહેવા માંડો. જાતિ છોડી દઇને વૈષ્ણવ થાઓ ! બહુ આનંદ ! બહુ આનંદ ! ન્યાત બહાર રહેવામાં બહુ આનંદ ! ન્યાત છોડી કે પછી અન્નની ચિન્તા રહેતી નથી. જ્યાં જાઓ ત્યાં અન્નપાણી તૈયાર છે. એટલા માટેજ લોકોમાં કહેવત છે " ચૈતન્યના ચાર ખૂણા ખાલી છે.*

આ સર્વ શ્રવણ કરી તમે મને પાગલ ગણશો તેથી હું વિષય બંધ કરૂં છું. આપનો કંડીઓ બંધ કરી મારૂં ઇનામ લઈ હું હવે ચાલ્યો જાઉં છું; અને નટની નટેશ્વરી, ગુરુની ગુરુ એવી અંતઃપુરની રમણીઓ પાસે જઇ મારી જરા ચતુરાઇ બતાવું.

ગૃહિણી ! પ્રણામ ! તમેજ મને રમત શીખવીછે, માટે ગુરુ-દક્ષિણા આપવા હું આવ્યોછું. નિર્ગુણ શિષ્ય પાસે દક્ષિણામાં પ્રણામ સિવાય બીજું કાંઇ આપવાનું હોતું નથી માટે હું તેજ આપું છું. આદરયુકત ગ્રહણ કરો. જે ખેલ તમે શીખવ્યોછે તેથી જગત્ મોહ પામી ગયું છે. જે ખેલ તમે કરાવોછો તે સમજવાની કોઇની શકિત નથી. ધન્યછે તમને ! અને ધન્ય છે તમારા ગુરુને-કોઇ પ્રસંગે શિષ્યને-એજ નટના નટેશ્વર શ્રીકૃષ્ણને ! પરસ્પર મળીને જે તમે ન કરો તે મિથ્યા છે. ધન્ય છે તમને !

---

*એ ચાર ખૂણા-ધર્મ, અર્થ, કામ અને મોક્ષ શ્રી ચૈતન્ય સંપ્રદાય એ ચાર પુરૂષાર્થથી પર શ્રી કૃષ્ણનાં ચરણકમળની વાંછના રાખવાનો ઉપદેશ કરેછે.

તમેજ નીચી અને ઊર્ધ્વ ગતિવાળાં યમુના છો. તમે જેના પર દયા ન કરો તે કદી પણ ઉલટી ગતિએ જઇ શકે નહિ. તમે જગતને અધોગતિએ જનારા જીવથી ભરપૂર રાખ્યુંછે. તમારા ખેલનો ભેદ કોણ જાણે ? ડૂબાડનાર પણ તમે અને તારનાર પણ તમે છો. તમેજ જીવાડનાર તથા મારનાર છો. તમેજ જીવ–રાજ્યનાં અધિપતિ છો. જીવ–રાજ્યમાં તમેજ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ રૂપી છો; જન્મ તમેજ આપોછો. પાલન કરનાર તમેજ છો અને વિક્રાળ કાળરૂપ થઇ ગ્રાસ પણ તમેજ કરોછો. ધન્ય છે તમારી શક્તિને ! જાળમાં બાંધવાને તેમજ તેમાંથી મુક્ત કરવાને કેવળ તમે શક્તિવાન છો. તમેજ ઇચ્છામયી, દયામયી, પિશાચી અને રાક્ષસી છો. તમે બહુરૂપી છો. જે પ્રકારે જે તમને ભજે તે પ્રકારે તમે તેને દેખાઓછો. જે દુર્ગા જગતનું પાલન કરેછે અને દયામયી છે તેજ વળી ઘોર, ભયંકર અને અસુરનાશિની બગલા છે. તમેજ રાજરાજેશ્વરી, વળી તમે વિક્રાળ કાળી છો. તમારી લીલા–તમારો ખેલ કોણ સમજી શકે ! મારી પ્રાર્થના હમણાં એ છે કે તમારી દયા હું ગુમાવું નહિ. હું સદાએ તમારી પ્રેમમયી, દયામયી મૂર્તિનાં દર્શન કરી શકું. તમારા ભયથી સદાએ ધ્રુજું છું. માટે ભય દેખાડશો નહિ. સદાએ શિષ્ય ગણી દયાની દૃષ્ટિથી મારા ઉપર નજર કરજો એજ માત્ર પ્રાર્થના છે. પાગલની કથાથી માઠું લગાડશો નહિ.

આપના બંને જણના સ્નેહનું સુખ ભોગવનાર

ઉર.

## પત્રાંક ૭

### શ્રીયુત નૃસિંહ બાબુના ચરણમાં.

મહાશય ! શ્રીકૃષ્ણનું નામ લેવું અને તેના ગુણ ગાવા તે સિવાય બીજું શું છે ? એજ સર્વનું મૂળ છે. એ થકીજ સર્વ થાયછે, એને લીધેજ શિવજી ઉન્મત્ત છે, અને નારદજી મુક્ત છે. એનાજ બળથી શુકદેવજી શ્રેષ્ઠ છે. નામથી પ્રેમ ઉત્પન્ન થાય છે અને પ્રેમથીજ પ્રેમના પ્રભુ મારા રસમય રાસ બિહારી મળેછે. જેમ ધ્રુવનો આશ્રય કર્યાથી સર્વ ગ્રહ નક્ષત્રનો આશ્રય કરેલો ગણાય, જેમ વૃક્ષના મૂળમાં જળ સિંચન કરવાથી તેની પ્રત્યેક શાખા, ઉપશાખા, પત્રો અને પુષ્પોને જળ સિંચન કરવા બરોબર છે તેમ નામનો આશ્રય કરવાથી સઘળા પ્રકારની તપશ્ચર્યા અને રિદ્ધિસિદ્ધિનું સેવન કર્યા બરોબર છે. નામનો આશ્રય લેવાથી સર્વ તપશ્ચર્યાનું ફળ એની મેળે આવી મળેછે. હું કહુંછું કે કૃષ્ણનું નામ લેવું અને તેના ગુણ ગાવા તે સિવાય બીજું શું કરવાનું છે તે હું જાણતો નથી. ઘણી તપશ્ચર્યાના ફળથી નામ ઉપર વિશ્વાસ આવેછે. કૃષ્ણનું નામ કૃષ્ણ કરતાં પણ વધારે શ્રેષ્ટ વસ્તુ અને મધુમય છે. નારદજીને કઇ તપશ્ચર્યાનો અભાવ હતો? શિવજીને કયો યોગ કે સિદ્ધિ નથી મળી? શુકદેવજીએ કયા શાસ્ત્રનું અધ્યયન નથો કર્યું ? આ લોકો નામનોજ આશ્રય લઇને પોતે ધન્ય થયાછે. તેઓ નામનેજ પરમ પદાર્થ ધારી નામમાંજ ગર્ક થઇ ગયાછે, અને સદાએ ઉન્મત્ત અવસ્થામાં તેઓ કાળ અતિક્રમણ કરેછે. કૃષ્ણ આપણને ક્યારે ઉન્મત્ત કરશે એવી આશાએજ રહ્યાછીએ. જોઇએ છીએ કે દયામયની દયા કેટલે દિવસે થાયછે. એમાં

કોઇનું જોર કે જબરજસ્તી ચાલતી નથી. જ્યારે એની ઇચ્છા થશે ત્યારેજ થશે. આશાએજ માત્ર રહ્યા છીએ. મહાશય ! એ વિષે શ્રીકૃષ્ણના મુખાર્વિંદનું વાક્ય: —

**नाहं तिष्ठामि वैकुंठे, योगिनां हृदये न च ।**
**मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥**

આ વાત શીખવવાને માટેજ વ્રજના જીવનરૂપ નટવર, નિતાઇ ગૌરરૂપે પ્રકટી દ્વારેદ્વારે આંખમાં અશ્રુ સહિત ભટકયા છે. મહાશય ! એ સંબંધમાં કહેવાની કે શ્રવણ કરવાની જરૂર નથી. તમે પોતેજ તે જોશો. તમે પોતે સદાનંદ અનુભવશો, અને અન્યોને પણ આનંદનો અનુભવ કરતા કરશો.

શ્રી યમુનાની ઉલટી ગતિનો વિચાર કરી તેની ઊર્ધ્વ ગતિનો કંઇ વિચાર આવેછે ? યોગ ક્રિયાવડે ઊર્ધ્વરેત થવું તેને આધ્યાત્મિક શાસ્ત્રોમાં યમુનાનો ઉલટો પ્રવાહ કહેછે. જેઓ ઉત્તમ પ્રેમી છે તેઓ મુખના શબ્દો માનતા નથી અને તેથી તૃપ્તિ પણ પામતા નથી. તેઓ શ્રી યમુનાની ઊર્ધ્વ ગતિને પ્રત્યક્ષ જોવા ઇચ્છેછે કૃષ્ણ-કૃપાથી તે જોઇને તેઓ આનંદ પામેછે.

મહાશય ! એવું મારૂં ભાગ્ય હશે કે કોઇવાર પણ કૃષ્ણના બંશીનાદને અનુસરીને યમુનાની ઉલટી ગતિને હું જોવા પામું ? આવો શુભ દિવસ શું કૃષ્ણ કોઇ દિવસ પણ દેખાડશે ખરા ? તેની ઇચ્છા તેજ જાણે. તેના ઉપર આપણું કાંઇ જોર નથી. મને આશીર્વાદ આપો કે એવો શુભ દિન મારો આવે. મહાશય ! પાગલની માફક

મેં જે લખ્યું છે કે કહ્યું છે તે બધી વાત ક્ષણવાર પછી મારા મનમાં રહેશે નહિ. જો કૃષ્ણ કોઇ દિવસ સુપ્રસંગ આપશે તો આપનાં દર્શન કરીશ, અને જે સર્વ મારે કહેવું છે તે કહીને મારા ભરાયલા હૃદયને ભારમુક્ત કરીશ. તે સમય આવે ત્યાં સુધી તો મનની આશા મનમાં રાખી નિશ્ચિંત થયો છું. ત્યારે મહાશય ! જેમ પ્રસવનો સમય કોઇ આગળથી મુકરર કરી શકતું નથી તેમ આ આત્મા આ દેહ–પિંજરમાંથી કયારે છૂટશે તે પણ કોઇ કહી શકતું નથી. જન્મ મૃત્યુ ઉભય સરખાં છે. એમ ન જાણતાં અને કેવળ મૃત્યુથી ભય પામતાં આપણે નિત્ય સાત વાર મરીએ-છીએ. પણ આ બાબત જરા શાંતિથી વિચારીએ તો જન્મ વખતે જેવો આનંદ કરીએ છીએ તેવો મરણ વખતે પણ કરવો જોઇએ. જન્મ મરણ એકજ વસ્તુ છે એમાં કાંઇ ફેર નથી. કેવળ સંસ્કાર દોષથી આપણે ભય પામીએ છીએ. માટે કહુંછું કે આપનાં શુભ દર્શન થયાં પહેલાં જો મારો દેહવાસ જાય તો પણ કાંઇ ચિન્તા રાખતા નહિ. આપણે પુનઃ મળીશું અને પુનઃ રમીશું. આપણો આ સંબંધ આ જ કાલનો નથી. યુગયુગાન્તરથી ચાલ્યો આવેછે એમ જાણજો. મારા પ્રણામ અંગીકાર કરજો.

મહાશય ! જેમ તમે કુશળ વાદીછો* તેમ મહા બળવાન નાગ પણ તમને મળયોછે. ખેલતાં તેમજ ખેલાવતાં તમને આવડે-છે. મને મંત્ર તંત્ર આવડતા નથી તેથી સાપના ભયથી હિમાલયની સાપ વગરની ખીણમાં મેં આશ્રય લીધોછે. મને એક બે મંત્ર

*સાપ પકડનાર અત્રે સ્ત્રીને સર્પની અને આગળ રાજાની ઉપમા આપીછે.

શીખવો તો મારો કાળ હું નિર્ભયપણે વ્યતીત કરૂં. સાપને રમાડવાનો મંત્ર શીખવાનું મને ઘણું મન છે. પણ એના ફુંફાટાના ભયથી પાસે જતાં બ્હીક લાગેછે. એક બે દંશ પણ લાગ્યા છે અને તેનાં ચાઠાં મારા શરીર ઉપર છે અને વખતો વખત હું નિરાશ થઇ જાઉંછું. આપ મહાપુરૂષ નિર્ભયે કાળ અતિક્રમણ કરોછો અને હવે પછી પણ કરશો. આપના ઉપર શ્રીકૃષ્ણની અપાર દયા છે. હું તમારો છું તેથી શ્રીકૃષ્ણ મારા ઉપર આટલો બધો પ્રેમ રાખેછે. સ્ત્રીના ભયથી છોકરા ઉપર પ્રેમ બતાવવો પડેછે. માતાનાં લાડ જોઇ પિતાને પ્રેમ જણાવવો પડેછે. આપની આગળ મેં સર્વ કહી નાંખ્યુંછે. કોઇ કોઇવાર કોઇ પણ શબ્દ બોલ્યા પહેલાં વિચાર કરવો પડેછે કેમકે કોણ જાણે ક્યારે શું થવાનું છે? ઘણા દિવસ મારા ભયમાં ને ભયમાં ગયા છે. ભયમાં ને ભયમાં મેં મારો દેશ છોડયોછે. નિર્ધન જો રાજાની મિત્રતા કરવા જાય તો તેમાં નિર્ધન માર્યો જાયછે અને મરણથી તેને વિશ્રાંતિ મળેછે. તેથી હું નાસતો ફરૂંછું પણ રાજા મને છોડતા નથી. મને પકડી રાખવાને હમેશ વ્યસ્ત રહેછે. હવે હું તમારે શરણ આવુંછું. મારો ભય નિવારણ કરવાને જે કરવું ઉચિત હોય તે કરો. મહાશય! સામાન્ય રાજા એવું જેને આપણે નામ આપીએ છીએ તે એ રાજા નથી. એ તો ઘરનો રાજા, બહારનો રાજા, સ્વર્ગનો રાજા, નર્કનો રાજા, વૈકુંઠનો રાજા, ગોલોકનો રાજા અને વૃન્દાવનનો એ રાજા. કહો ત્યારે હું ક્યાં પલાયન કરૂં? શિવજીએ પોતે ઘરબાર છોડી સ્મશાનનો આશ્રય લીધો ત્યાં આગળ પણ એ રાજાના હાથથી છુટી શકયા નહિ તો પછી આ પામર જીવની વાતજ શી

કરવી? પણ મહાશય! આવા મહાન્ પ્રતાપી પત્ની રૂપી રાજા સાથે રહીને રાજ કરવા તમે સ્વબળથી સમર્થ છે. જેઓ સામર્થ્યવાન છે તેઓમાં કાંઇ દૂષણ ગણાતું નથી. તમે સર્વ કરવા સમર્થ છે. મસ્તકથી તે પાદ સુધી ધ્રુજતો ધ્રુજતો તેઓના ચરણનો આશ્રય મેં લીધો છે. તોએ પણ હુ સમયે સમયે કાંપુંછું. મહાશય! પ્રકૃતિને ધન્ય છે. એની શક્તિને પણ ધન્ય છે અને એના મોહન મંત્રને પણ ધન્ય છે. ચરાચર સૃષ્ટિમાં તે એકછત્રી રાજ્ય કરે છે. તે સર્વત્રજ રાજ રાજેશ્વરી અને ચક્રવર્તી રાજા છે; સર્વના જીવન મરણની સત્તા તેના હાથમાં છે. કેટલાએકને તે આજે મારે છે; બાકીનાઓને કાલે મારીશ એમ કહી રાખી મૂકયા છે. કેટલાએકને ડુબાડે છે અને કેટલાએકને તરાવે છે. મહાશય! હું સત્ય કહું-છું કે એના ભયને લીધે મેં મુરારિ શ્રીકૃષ્ણનો આશ્રય લીધોછે. હું જાણતો નથી કે આગળ શું થશે. શ્રીકૃષ્ણ આગળ પ્રાર્થના કરો કે એ સ્ત્રી રૂપી સખત રાજાઓને હાથે કોઇ પણ રીતે હું સજા ન પામું. જેમ આવી આનંદમયી મૂર્તિ જોતો જોતો હું આવુંછું તેમ એજ પ્રકારે આનંદમયી મૂર્તિને જોતો જોતો હું ચાલ્યો જાઉં એવી મારી ઉત્કંઠા છે. દયામયીની દયાની મને લાલસા છે; બીજું કાંઇજ નહિ. તમારી દયા થશે તો શ્રીકૃષ્ણ મારા ઉપર દયા કરશે.

તમારો

હર

## પત્રાંક ૮

બાબા અનુ !

તમારો પત્ર વાંચી મારૂં મન બહુ દુઃખિત થયુંછે. મને એમ લખવું વૃથા છે. હશે, ફિકર નહિ. સદા હરિપ્રેમે મત્ત રહો, હરિ નામે રતિ રાખો, પરોપકાર કરવાનું વ્રત લો એટલે અવશ્ય શ્રીકૃષ્ણ કૃપા કરશે. કૃષ્ણને ક્રય કરવાનું મૂલ્ય એક માત્ર અનુરાગ. એ વિના બીજી જાતના ધન કે રત્નથી કૃષ્ણ મળતા નથી. જપ કે તપના બળથી કે વ્રત અધ્યયન ઇત્યાદિ કોઇ વસ્તુથી તેમને વશીભૂત કરાતા નથી. માટે કહુંછું કે અનુરાગ રાખતા રહો. શ્રીકૃષ્ણ આગળ સઘળા સમાન છે. જગત્ છે તેને તમારૂં ગણો. જગત્ શ્રીકૃષ્ણનું છે, અને શ્રીકૃષ્ણ તમારા સ્વજન છે તેથી જે જે તેની વસ્તુ છે તે તે તમને અવશ્ય કરીને પ્રિય હોવી જોઇએ **જગત્‌ને જગત્ ગણીને તેના ઉપર પ્રેમ રાખતા ના. એને શ્રીકૃષ્ણનું ગણી એના ઉપર પ્રેમ રાખજો.** એમ કરવાથી હિંસા, દ્વેષ, તમારામાં ઉત્પન્ન થશે નહિ. જ્યારે તમને એમ અનુભવ થશે કે એ અન્યની વસ્તુ છે તો તેને તમે પોતાની ગણશો નહિ. ગોવાળીઆ પોતાની ગાયોનાં ટોળાંને લઇને ચારણ ભૂમિ ઉપર એકઠા થાય છે ત્યારે દરેક જણ પોતાના ટોળામાંની ગાયને ખાસ પોતાની કહેછે. કહેછે જે ભાઇ ! **મારી** ગાયને ફેરવી લાવ. **મારી** ગાય માંદી પડી. **મારી** ગાયને વાછરડું આવ્યું-છે. આમ કહેતાં તેમને કાંઇ સુખ દુઃખ થતું નથી, કેમકે તેઓ મનમાં સમજેછે કે આ ગાયો અમારી પોતાની નથી; માત્ર

મ્હોડેથીજ અમારી કહીછે. એજ પ્રમાણે જ્યારે કોઇ વ્યકિત મન અને પ્રાણથી એમ સમજેછે કે દરેક વસ્તુ **શ્રીકૃષ્ણની** છે તેથી અગર જો તેને પોતાની કહે તોપણ તેના ઉપર તેની આસકિત થતી નથી; એનું નામ સંન્યાસ આત્મસંયમ ઇત્યાદિ. એ પ્રકારે વિચાર કરવાથી જીવ મુક્ત થાયછે. અને એમ વિચારનારો પુરૂષ જીવન મુકત કહેવાયછે. માટે સદાએ આવો ભાવ રાખતા રહો. એવો ભાવ રાખશો તો પરોપકાર કરતાં કદી પણ અહંકાર આવશે નહિ. અહંકાર ન આવતાં અભિમાન શૂન્ય થશો. નિરભિમાની થયેથીજ અભિમાન શૂન્ય નિત્યાનંદની દયા મળશે. અને નિત્યાનંદની પ્રાપ્તિ થવાથી **શ્રીકૃષ્ણ** ચૈતન્ય તમારા હાથમાંજ છે એટલે તમે નિશ્ચિંત થશો. તે વખતે તમે એકલા આનંદ અનુભવશો એટલુંજ નહિ પણ અનેકને આનંદના પૂરમાં ખેંચી જશો અને અનેકને પ્રેમમાં ડૂબાવી શકશો.

તમારો
ઉર

## પત્રાંક ૯

**શ્રી નૃસિંહ બાબુના ચરણમાં.**

પ્રણામ સહિત નિવેદન—આપનો સુધાસમાન પત્ર વાંચી ઘણો આનંદ થયોછે. કોણ જાણે શા વડે તમે પત્ર લખ્યોછે કે મને

એટલો મધુર લાગેછે ! પૂર્વનાં કયાં પુણ્ય રાશિના ફળમાં આપ જેવા રત્ન મને મળ્યાછો ? કૃષ્ણ ઘણા દયામય છે. તેની અપાર દયાનો અંત નથી અને તુલના નથી. પતિત ઉપર એની અધિક દયા છે. માટે તે મારા ઉપર પ્રેમ રાખેછે, અને વાદળાંની વાંછના કર્યા પહેલાં જળ આપેછે. આવા દયામયને પણ હું વિસારૂંછું. ધિક્કાર છે મને ! મહાશય ! કૃષ્ણે આપને નવું જીવન આપ્યુંછે; તે આપને ક્રમે ક્રમે સકળ પ્રકારનું સુખ અને શાંતિ આપશે. આપ નિશ્ચિંત રહેજો પણ મારા ઉપર દયા રાખજો. ગરીબ ઉપર દયા રાખવાથી કૃષ્ણ સંતુષ્ટ રહેછે. મહાશય! આપ મને જેવો ધારીને લખો-છો તેવો હું બીલકુલ નથી. આ પ્રેમશૂન્ય કઠિણ જીવન ધારણ કરીને કષ્ટે કરી દિન કહાડુંછું. મારા મનમાં એમ હતું કે આ જીવનમાં શ્રી કૃષ્ણ-ભજન કરી સુખી થઇશ. પણ એમાંનું કશું એ બન્યું નથી. કેવળ માણસનું ભજન કર્યુંછે. માણસને પકડવા જતાં કૃષ્ણને છોડી દીધાછે. મારા જેવો ગાંડો આ પૃથ્વી ઉપર બીજો હશે ? કોઇ કોઇવાર જીવન ભાર રૂપ જણાયછે. દરેક વાત શ્રીકૃષ્ણની ઇચ્છાને અધીન છે. માર્ગ પણ એણેજ બતાવ્યોછે અને વળી અંધકાર પણ એણેજ કરી દીધોછે. એની ઇચ્છા પ્રમાણે થાયછે અને હવે પછી થશે. હું ચિંતા કરીશ તે વ્યર્થ છે એમ સમજુંછું તોપણ હું નિશ્ચિંત થઇ શકતો નથી. કોઇ કોઇ વાર બહુ ઉદ્વેગ થાયછે, ત્યારે એવા દયામય ઉપર હું જરા ક્રોધયુક્ત જોઉંછું. આપ આશીર્વાદ આપો કે શ્રીકૃષ્ણ ઉપર દૃઢ શ્રદ્ધા રાખી અવશિષ્ટ જીવન સમાપ્ત કરૂં. મહાશય ! આ સંસા-રમાં પુત્ર અને કન્યા ભ્રાન્તિના પતાકા અને ફળ રૂપ છે. ભ્રાન્તિના

પદાર્થ પાસે જે સુખની વાંછના કરે તેઓ દ્વિગુણ ભ્રાન્તિમાં પડેછે. ત્યારે રસિક પુરૂષ પોતાના પરાજયનું નિશાન સન્મુખ રાખી કામ કરે તો બીજીવાર એ ભ્રમમાં ન પડે. માટે કહુંછું કે મહાશય! આ જાદુની વાંસળીએ મને એવો તો મુગ્ધ બનાવી દીધોછે કે પ્રાણના પ્રાણરૂપ શ્રીકૃષ્ણને ભૂલી ગયોછું. શ્રીકૃષ્ણ એવા દયામય છે કે હું તેમને ભૂલી ગયોછું તોપણ એ મને ભૂલી ગયા નથી. મારા ઉપર સદાએ હેત રાખેછે અને આદર કરેછે. હવે આપ સરખા મળ્યા છે તેથી ઘણીવાર આશા રહેછે કે હું હવે નિશ્ચિંત થઈ શકીશ અને ભ્રમમાં પડીશ નહિ. એ આશા હૃદયમાં રાખી મેં આપનું શરણ લીધુંછે. શરણાગતનું તમે પ્રતિપાલન કરશો એજ માત્ર પ્રાર્થના છે. ભ્રમિતને વધુ ભ્રમિત કરશો નહિ. ઉન્મત્તને હવે વધુ મદ પાશો નહિં. હું અહંકારથી પૂર્ણ થઇ આમ તેમ ભમું-છું. જો તમે મને કોઇ અગાધ જળમાં ફેંકી દેશો તો ફરી તમે મને દેખશો નહિ. ડુબાડવો કે તરાવવો એ આપના હાથમાં છે. જેમ આપની ઇચ્છા હોય તેમ કરો. મહાશય! મહા શક્તિને તુચ્છ ગણી તેની સાથે ખેલ કરવા ગયો છું. હવે તેનાં ફળ ભોગવવાનો સમય આવેછે. એ શક્તિ આસ્તે આસ્તે સમસ્ત જગતને ગળ્યા કરે છે તેને મેં સામાન્ય સ્ત્રી ધારી. એકવાર પણ વિચાર કીધો નહિ કે તે કોણ છે અને તેનું કાર્ય શું છે? તોપણ તેઓ તો સઘળું જાણેછે. આપણને ડુબતા જોઇ તે બહુ ખુશી થાયછે. આપણાં બંધનોને વધારે વધારે સખત કરવાને તે સદા તત્પર છે. છોડવાની વાત તો દૂર રાખો. તે રોજ રોજ નૂતન બંધનો બાંધવાને પ્રવૃત્ત રહેછે. આપણે તેઓનાં પાળેલાં પશુઓની પેઠે આનાકાની

કર્યા વગર આપણા હાથ અને ડોક આગળ ધરીએ છીએ અને તેઓ ધીમે ધીમે આપણા સર્વાંગને બાંધી આપણને નિર્જીવ જડવત્ પદાર્થો સમાન કરેછે. જેમ તેઓ દયામય છે તેમ તેટલીજ નિષ્ઠુર પણ છે. એની એ લીલા કોણ જાણી શકે? જીવગણ એમની દયાના અભિલાષી થવાને પૃથ્વીપર અવતીર્ણ થાયછે પણ જેમ જેમ મોટા અને જબરા થતા જાયછે તેમ તેમ તેઓની દયા અને મમતાને ભૂલી જઇ તેઓના સમાન અથવા તો તેઓથી પણ ચઢીઆતા પોતાને ગણી તેઓ સાથે ક્રીડા કરવા જાયછે પણ થોડીવારમાં તેઓને પોતાની ભૂલનું ભાન થાયછે. પછી પરાજિત થઇ અને તેઓના કેદી થઇ તેઓ તદ્દન નિરૂપાય બની જાયછે. ત્યારે નાથ ઘાલેલા બળદની પેઠે આંખમાં આંસુ આણી ભાર વહન કરેછે, અને સમયે સમયે માર પણ ખાયછે. માટે કહુંછું કે મહાશય! એ સાપ સાથે ખેલ ન કરવો એજ સારૂં છે. અને જો કોઇની એની સાથે ખેલ કરવાની ઇચ્છા હોય તે પ્રથમ તેણે તેઓને પૂરેપૂરા વશ કરવાનો મંત્રતંત્ર શીખવો. મૂળાક્ષર ભણ્યા વગર નોકરી કરવા નીકળીએ તો શેઠનાં ખાસડાં ખાતાં અને રડતાં કકળતાં આપણા દિવસ જાય. ક્રમેક્રમે ઉન્નતિની આશા તો શી રાખીએ પણ લાભમાં લાતો પડતી જાય. ત્યારે મઝા તો જુઓ કે લાતોનો પ્રહાર બહુ સખત લાગતો હોય તો એક દિન ચાકરીનો કંટાળો આવે પણ કોમળ પગની લાત કોણ જાણે કેવી મીઠી લાગે છે કે એક વાર લાત ખાતાં બીજીની ઇચ્છા થાયછે. પ્રાણી માત્રની જીંદગીમાં એ વાત સ્પષ્ટ માલમ પડેછે. ધન્ય છે એ શક્તિને—જેનામાં એટલી શક્તિ અને ગુણ છે! આ શક્તિ કૃષ્ણનું પૂરેપૂરૂં આવરણ કરનારી છે.

એથી કરીને કૃષ્ણનાં દર્શન કરવાને કોઇ શક્તિવાન થતું નથી અને દર્શન કરવા જતાં પ્રથમ એ શક્તિના હાથમાં ફસાઇ પડેછે. મહાશય! એમને પ્રસન્ન કરવા જતાંએ વિપદ્ અને ગુસ્સે કરવા જતાંએ વિપદ્. એમના હાથમાંથી સટકી જવું એ રસિક લોકનું કામ છે. કેમકે તેમનો માર્ગ તેઓ સારી પેઠે જાણેછે. એમાંના એક જણે કહ્યુંછે કે :—

"કલંકવાળા તળાવમાં સ્નાન કરો પણ તમારા માથાના નિમાળા ભીંજવતા નહિ."

જોર જુલમનું એ કામ નથી; તેમ ખુશામતનું પણ નથી. એમાં મધ્યમ માર્ગ લેવાનો છે. તે માર્ગ કૃપા કરી મને બતાવો. મહાશય! **ની**લકંઠને એની સમજ છે તેથી તેણે એકાદ ગીતમાં કહ્યું છે કે :—

"હે જગન્માતા! એકવાર મારી આંખ ઉપરથી આવરણ લઇ લે એટલે તારી કૃપાથી આ ભવ-સાગર હું તરી જાઉં."

અનેક આશાએ મેં આપનું શરણ લીધુંછે. દયા રાખજો. ભીખારીને રોજ રોજ હાથ જોડી ન કહેતા કે હું કામમાં છું. એક દિવસ તો એની ઝોળી ભરી દો, અને ખરેખર જો તમારી પાસે કશું ન હોય તો દયા કરી મને એક ભલામણ પત્ર લખી આપો કે અંદર ગૃહિણી પાસે જઇ મારી ઝોળી મનમાનતી રીતે ભરી લઉં અને પેટ ભરીને ખાઇ પણ લઉં. એ દયામયીની દયા હશે તો કંઇ પણ દુષ્પ્રાપ્ય નથી. તેઓ ઇચ્છામયી અને પૂર્ણાનન્દમયી છે. હું તેમની દયાનો માગનાર છું. પાગલની કથા મનમાં લાવશો નહિ.

આપનો

હુ૨.

## પત્રાંક ૧૦

મહાશય,

આપનો પત્ર માર્ગમાં છે એ વાત ખરી, પણ તેને જોવા હું ઘણોજ ઉત્સુક છું તેથી "આદર માટે પ્રાર્થના કરતો અને પ્રીતિ માટે આક્રંદ કરતો" એ કહેવત પ્રમાણે હું પાછો તમારી પાસે આવું છું. હું માનમયી પાસે માનની યાચના કરૂં છું. માન એ શું છે તે માનનીય મનુષ્યજ જાણેછે. એટલાજ માટે ઊંચ અને નીચ સર્વ સ્ત્રી જાતને ચરણે હું મન અને પ્રાણ સમર્પું છું. જોઇએ હવે મારા ઉપર તેમની દયા થાયછે કે નહિ. હા. આપની સિફારસની ચિઠ્ઠી લઇને તેઓની આગળ જાઉં છું, અને જોઉં છું કે એ ચિઠ્ઠી જોઇને તેઓને દયા આવેછે કે નહિ. જગત્‌માં જે સઘળી સ્ત્રી જાત છે તે એક **મહા શક્તિ** રૂપી **મહા પ્ર**કૃતિની એક મૂર્તિ છે. એવી કહેવત છે કે "ઘેટાંનાં શીંગડાં વાંકાં હોયછે પણ જ્યારે તેઓ લડેછે ત્યારે સીધાં થાયછે." તેજ પ્રમાણે "સ્ત્રી એકની એકજ છે પણ તેમનાં મુખ જૂદાં છે."* જે અર્થમાં લઇએ તે અર્થમાં એ વાત સાચી છે. જે અર્થમાં અંગ્રેજ લેખકે ઉપરનું વાક્ય લખ્યું છે તે પણ સત્ય છે. જગત્‌માંની સઘળી સ્ત્રી જાત એક મહાશક્તિ છે એ વાત પણ ઘણી સત્ય છે. શાસ્ત્રમાં લખ્યું છે કે જ્યારે **શ્રીવ્યાસને શિવજીએ** કાશીમાંથી કહાડી મૂકયા ત્યારે તેમને નવી કાશી રચવાની ઇચ્છા થઇ. તે માટે તેમણે ગંગાજીને પોતાની નવી કાશીની ચારે

---

*All women are the same but their faces are different.

દિશાએ ફરી વળવા માટે તપશ્ચર્યા કરીને સંતુષ્ટ કર્યા, ત્યારે ગંગાજીએ દર્શન આપીને કહ્યું કે "વ્યાસ, તમારી ભૂલ છે. પાર્વતીજીને નાખુશ કરીને એમની વિરૂદ્ધ પ્રાર્થના કરવા તમે મારી પાસે આવ્યા છો. પણ તમારે જાણવું જોઇએ કે પાર્વતી અને મારામાં કાંઇ ભેદ નથી એ તો સત્યજ છે; પણ પાર્વતી અને મારામાં ભેદ નથી એટલુંજ નહિ પણ પૃથ્વીમાં નાના પ્રકારની જે સ્ત્રીરૂપ મૂર્તિ છે તે દરેકની સાથે મારે અભેદ છે." માટે સ્ત્રીનું રહસ્ય સમજવાને કોઇ શક્તિમાન નથી. દૂરથી તેઓને નમસ્કાર કરવા એ સ્ત્રી રહસ્યનો ભેદ જાણવાનો પ્રધાન ઉપાય છે. મોક્ષપંથ ઉઘાડનારી સ્ત્રી છે અને ચિરજીવનને માટે એ પંથ બંધ કરી ઘોર નર્કનો પંથ ઉઘાડી આપનાર પણ એઓજ છે. એવી વિરૂદ્ધ શક્તિવાળી દેવીઓના ચરણમાં કોટિ કોટિ નમસ્કાર. તેઓની આનંદમયી મૂર્તિ સુખ કરનારી અને શુભકારી છે અને ઘોર પિશાચી રૂપ મૂર્તિ મહા વિકરાળ અને ભયંકર છે. હું ઇચ્છુંછું કે એવી ઘોર રૂપ મૂર્તિ મારા જોવામાં ન આવે. જે સ્તનમાંથી ક્ષીર નીકળી મને જીવન આપ્યુંછે તેજ સ્તન મને આકર્ષણ કરી મૃત્યુ મુખે નાંખી દેછે. કેવી મહા શક્તિ ! અરે મારૂં રક્ષણ કરો ! રક્ષણ કરો ! મહાશય તમે પરમ રસિક છો. તેથી સાપને રમાડી લોકોનું મનરંજન કરોછો. મારૂં ઘણું દુર્ભાગ્ય છે કે હું સાપનો મંત્ર જાણતો નથી. દયા કરી જો મને તે શીખવી દો તો એક વાર નિર્ભયે એ કામરૂપિણી કરાળ દેવી સાથે મન માનતી રીતે ક્રીડા કરી જીવન સફળ કરૂં. હું ઘણો પામર છું. મારે નસીબે એ સુખ સંભવતુ નથી. જેણે ક, ખ, નો અભ્યાસ કર્યો નથી તો 'કોનિક સૅકશન'*

---

*ગણિત શાસ્ત્રનો એક અતિ કઠિણ વિષય.

ની સમજ તેને શી રીતે પડે ? તમે ઇચ્છા કરો તો બધુંજ કરી શકો એવા છો. મહાન્ પુરૂષને અસાધ્ય શું છે ? આ પત્ર કેવળ મેં તમનેજ લખ્યો નથી પણ તમારા બંને અર્ધ અંગને લખ્યો છે. મારા જેવા અધમને શીખવવાને અને તારવાને યુગલ રૂપ વ્યતિત બીજે રૂપે અસંભવ છે. માટે આવા યુગલ રૂપની સાથે મેળાપ કરવાને અને મેળાપ થયેલો જોવાને મને બહુ ગમેછે. તમને બન્નેને મારા પ્રણામ. ગર્વિણીનો ગર્વ જોઇ મને બહુ આનંદ થાયછે.

તમારો ઉભયનો

હ૨

---

## પત્રાંક ૧૧

શ્રી ચરણમાં—

મહાશય ! આપનું શરીર બગડવાનું એક નિગૂઢ કારણ જે છે તે હું કહુંછું. જુઓ, જો કોઇ તરૂણ છોકરીને તેના પિતાના રક્ષણ તળે મૂકવાને બદલે તેના માતા પિતાને ઘેર રાખવામાં આવે તો શું તેનું શરીર કદી પણ સારૂં રહેશે ? Palpitation of the heart, મૂર્ચ્છા, નિસ્તેજપણું, અને જડતા વગેરે નાના પ્રકારના રોગોથી પીડાઇ શરીર માટી રૂપ નહિ બની જાય? એજ પ્રમાણે સૃષ્ટિમાં પણ જણાય છે. આરંભે **તમ,** મધ્યે **રજ** અને અંતે શુદ્ધ **સત્વ** અવસ્થા. જીવ ક્રમેક્રમે તમથી આરંભીને

સત્વની દિશામાં વધે નહિ તો તેનું શરીર પોતાની મેળેજ ખરાબ થઇ પડેછે. બાળપણના જીવનની કોઇ અવસ્થામાં ગણના થતી નથી. યૌવનથી અવસ્થાનો આરંભ. એજ અવસ્થામાં માણસ તમો-ગુણથી આક્રાન્ત થઇ નાના પ્રકારનાં કાર્યો કરેછે. તે સમયે તેમ ચાલી શકે. ત્યાર પછી પ્રૌઢાવસ્થા આવેછે. તે સમયમાં માણસ તમો ગુણ અને સત્વ ગુણ ઉભયમાં રહેછે. પછી વૃદ્ધાવસ્થા—એ સમયમાં સત્વગુણનો આશ્રય લેવો એજ શ્રેય છે. સાધન સંબંધમાં પણ એવોજ ક્રમ છે. શૈવ, સૌર ઇત્યાદિ મધ્યમ અવસ્થા. પછી વૈષ્ણવતા એ છેલ્લી અવસ્થા છે. આપણો હવે મા (શક્તિ)ના રક્ષણ તળે રહેવાનો સમય નથી. વિવાહને લાયક થયેલા છીએ માટે હવે આ સમયે જગત્સ્વામી શ્રીકૃષ્ણના શરણમાં રહેવાની જરૂર છે. હવે તમે તમારા અનેક પુણ્યના ફળથી વૃજધામે આવ્યા છો. અંતર અને બહારનો મેલ ધોઇ નાંખી મધુર કૃષ્ણ નામ ગ્રહણ કરો. એટલે કે નવ જીવન પ્રાપ્ત થઇ ચિર કાળ સુખે રહેશો. માંસ ઇત્યાદિ તામસ ભોજનથી તથા પશુ હિંસા ઇત્યાદિ તામસ યાગયજ્ઞને વિષે મચી રહી શરીર અને મનને અપવિત્ર કરવાનો હવે સમય નથી. આ સમયમાં શુદ્ધ આહાર અને કૃષ્ણ નામને વિષે અનુરક્ત થવું ઉચિત છે. એક માસમાંજ તમે જોશોકે શરીર સુખાકારી, અને મન પવિત્ર થઇ વિશુદ્ધ આનંદનો અનુભવ કરી શકાયછે. શરીર આહાર ઉપર આધાર રાખેછે. વિશુદ્ધ વસ્તુનો આહાર કર્યાથી શરીર વિશુદ્ધ કેમ ન થાય? મટોડીની વસ્તુ મટોડીજ હોઇ શકે અને સુવર્ણની વસ્તુ સુવર્ણજ હોઇ શકે. માટીની વસ્તુ કોઇ પણ પ્રકારે સોનાની થઇ શકતી નથી. તેજ પ્રમાણે તામસિક દ્રવ્યના આહારથી, શરીર

નામસિકજ થઇ જાય છે. મહાશય ! હું મોટો ચંડાળ છું. કૃષ્ણ નામનો મહિમા હું શું સમજું તોપણ શાસ્ત્રમાં અને અનેક સાધુ મુખથી પણ મેં સાંભળ્યું છે કે કૃષ્ણ નામ એક મહા ઔષધિ છે. અન્યાન્ય ઔષધો કેવળ માત્ર દૈહિક રોગ નાશ કરેછે પણ કૃષ્ણ નામ પારમાર્થિક વ્યાધિ નાશ કરેછે; જીવને પવિત્ર કરીને વળી શાંતિમય વૃંદાવનમાં લઇ જાયછે. ભવરોગનો નાશ કરે એવું બીજું ઔષધ છેજ નહિ. શારીરિક વ્યાધિ નામ જપના અભ્યાસથી નષ્ટ થઇ શરીર પવિત્ર થાયછે. આજથીજ એ મહૌષધિને અજમાવવી એ શું સારૂં નથી? ભૂલમાં રહેવું એ શું સારૂં છે? એ મધુર નામનું અહરહઃ સ્મરણ કરવાની અભિલાષાએ **શિવે** સંસાર ત્યાગ કરી બિલ્વવૃક્ષનો આશ્રય લીધોછે. એ ઉપરથી એમ સમજવું કે સંસારનો ત્યાગ કરવો એ પારમાર્થિક છે અને બિલ્વવૃક્ષ એ આ દુનિયાની શાંતિનું પ્રથમ પગથિયું છે. માટે હું નિવેદન કરૂંછું કે કૃષ્ણ નામને વિષે દરરોજ મત્ત રહો. એટલે જોશો કે સઘળુંજ સારૂં થશે. પાગલની માફક મેં આ લખી દીધુંછે, પણ એ મનમાં લાવશો નહિ. માફ કરજો. એકાન્ત અનુગત

ઉ૦.

## પત્રાંક ૧૨

**યતિન બાબુ !**

આપનો પત્ર આદ્યોપાન્ત વાંચી હું અત્યંત લજ્જિત થયોછું. તમે અધમ ચંડાળ પાસે સદુપદેશ લેવાને અભિલાષા કરીછે ને કોઇ પર્ણકુટિવાસી અથવા તે કરતાં પણ ક્ષુદ્ર વક્ષતળવાસી પાસે

રાજ્ય માગવા જેવું કર્યુંછે. મારી અવસ્થા હુંજ જાણું છું. મારા જેવો બીજો ઠગ કોઇજ નથી. જેઓ પાપ જાણી જોઇને કરેછે તેઓને કૃષ્ણ તરફથી માફી મળેછે. પણ મારા જેવો પાખંડી જે પ્રભુનું નામ લઇ ધર્મનો ઢોંગ કરી પાપ કરે તેનો ઉદ્ધાર ક્યાં છે ? મારા અંતઃકરણની વાતનું મનમાં મનમાં ચિંતવન કરતાં મહાભય ઉત્પન્ન થાયછે. લોકની આગળ તે જણાવવો એ અસંભવિત છે:—

**मद्विधो नास्ति पापात्मा नापराधी च कश्चन ।**

**परिहारोऽपि लज्जा मे किं ब्रुवे पुरुषोत्तम ॥**

મારી અવસ્થા એવી છે. પોતાના પાપની વાત પ્રભુ પાસે બોલતાં લજ્જા આવેછે.

"અર્થ લાભ એજ આશે, કપટ વૈષ્ણવ વેશે,
ભ્રમથી ભટક્યો ઘરે ઘરે."

ઠીક, એ મારી અંતરની વાત છે. તોપણ તમે અટલ વગેરેના મુખથી મારા સંબંધી જે વાત સાંભળીછે તેનું કારણ બીજું કશું નથી પણ તેઓ દયા કરી મારા ઉપર પ્રેમ રાખેછે અને મને પોતાનો ગણેછે. માટે મારા દોષોને બદલે ગુણો મનમાં લાવેછે અને લોકોની આગળ તે કહેતા શરમાતા નથી. દાખલા તરીકે કોઇ બાળક કોયલાના જેવો કાળો હોય તોપણ તેનાં માબાપ તેને ઉજ્વળ તેજસ્વી દેખેછે. પ્રેમીને વસ્તુઓ કોઇ જુદેજ રૂપે દેખાય છે.

"Lover sees angel's beauty in an Egyptian brow."

તેઓ મને એટલા બધા કેમ ચાહેછે તેનું કારણ આથી સમજાશે. ખરેખર મારામાં કોઇ સદ્‌ગુણ નથી.

મહાશય, તમારાં પૂર્વ કર્મને દાટી દો. તેને માટે મનમાં દુઃખ ધરશો નહિ. પાપીઓ જે દિવસે કૃષ્ણ નામની દિક્ષા લેછે તેજ દિવસથી તેઓનાં પૂર્વ પાપ નાશ થાયછે અને તેઓને નવું જીવન પ્રાપ્ત થાયછે. આપણને નવું જીવન પ્રાપ્ત થયુંછે. હવે પૂર્વ કર્મોની ચિંતા કરી અનર્થક મનમાં અશાંતિ આણશો નહિ. નિશ્ચિંત મને કૃષ્ણનું નામ લીધા કરો. સઘળી અશાંતિ દૂર થઇ પરમ શાંતિ પ્રાપ્ત થશે. કશી ચિંતા નહિ. કૃષ્ણનામ કરતાં બીજો કોઇ મહા મંત્ર નથી. નામજ ભવરોગની એક માત્ર મહૌષધી. નામ સ્મરણ કરવાથી પરકાળે અવિશ્રાન્ત આનંદ અને શાંતિ પ્રાપ્ત થશે. નામ ભૂલશો નહિ. નામ લેતી વખત સમયાસમય, સ્થાનાસ્થાન, પવિત્રતાપવિત્રતા એવો કોઇ વિચાર કરના નહિ. એમાં આસન શુદ્ધિ કે વસ્તુ શુદ્ધિની જરૂર નથી. ગમે ત્યારેજ લેવાથીજ લાભ અને આનંદ છે. જીવના દુઃખથી ઉદ્વિગ્ન થઇ દયામય હરિ શ્રી-ગૌરાંગ રૂપે પધારી ચંડાળ પર્યંતને નામ બોલાવી જગતને ધન્ય કીધું છે; આટલા માટે શ્રીગૌરાંગ સર્વથી પ્રધાન કહેવાયછે.

આપના શરીરની અવસ્થા સાંભળી ખરેખર હું દુઃખિત થયોછું; હશે. કશી ચિંતા કરશો નહિ. હજી સમય છે. હજી પણ પ્રયત્ન કર્યેથી ભાંગેલું ઘર નવું થવાનો સંભવ છે. ઘર હજી પણ વાસોપયોગી છે. હજી પણ સામાન્ય ખરચ કર્યેથી પાછું ઠીક થઇ જશે. હજી પણ સાવધાન થયેથી સુખે રહી શકશો. **શરીર સારૂં રાખવા માટે બ્રહ્મચર્યજ સર્વથી પ્રથમ અને પ્રધાન**

**ઉપાય છે. વીર્યજ જીવન છે.** વીર્યજ શરીરના રક્ષણનું મૂળ કારણછે. વીર્ય ધારણ એ પ્રધાન બ્રહ્મચર્ય છે એમ સમજવું. એ સંબંધી બીજું જે જે કહેવાનું કે કરવાનુંછે તે અટલ પાસેથી તમે સાંભળશો. થોડાક દિવસ સુધી રોજ દસ બાર મોટી એલચી ખાધા કરો; તેનાથી ઘણો ફાયદો થશે. પારકાને સામાન્ય ઉપકાર કર્યાથી પણ જીવન સાર્થક થશે એમ જાણજો. વાકયદ્વારા અને કાર્યદ્વારા પરોપકાર કરવા પ્રયત્ન કરો. આહાર ઉપર વિશેષ નજર રાખવી. અપવિત્ર વસ્તુ કદી પણ ગ્રહણ કરવી નહિ. તમારી વ્હાલી પત્નીની સંભાળ લેજો. તેને ઘટતું માન આપજો. તેજ ગ્રહ લક્ષ્મી અને મહાશક્તિ છે એમ માનજો. **જગતમાં સ્રી માત્રને ઘટતું માન આપજો. કૂતરા અને બિલાડાની સ્ત્રીઓને પણ મહાશક્તિ ગણી માન આપજો.** તેઓની અવગણના કરશો નહિ. તેઓ બળ આપવાને અને હરી લેવાને શક્તિ માન છે. અવકાશ મળે અટલ, નિયોગી વગેરે સાથે ખાનગી રીતે વાત કરજો. તેથી ઘણો આનંદ થશે. હાતરાસ તમે કયાં સુધી રહેનાર છો ? મહાશય, મારા ઉપર દયા દષ્ટિ રાખજો. આપજ મારી આશા અને ભરોંસો છો. મારામાં કોઇ શકિત કે ક્ષમતા નથી. પ્રકૃત સાધન ભજન હીન એક બદ્ધ જીવ માત્ર હું છું. મારામાં કોઇ સદ્‌ગુણ નથી. રાધા, અટલ વગેરે સઘળા ઉપર મારી આશા અને ભરોંસો છે. તેઓ પાસેથી અનેક વસ્તુ તમે જાણશો. તમારો ઇષ્ટ મંત્ર ગમે તે હો; નામ લેવાની વખતે મધુર રાધાકૃષ્ણ નામ લેજો. એ બધું એકનું એકજ છે. નામમાં માત્ર ફેર છે. કોઇ પણ પ્રકારે એમાં સંદેહ આણશો નહિ. મારા જેવા નરાધમને જોવાને આટલા

ઉત્સુક કેમ છે। ? કૃષ્ણની ઇચ્છા હશે તો ગમે તે એક દિવસે પણ મળવું થશેજ થશે. આપની પરમ પવિત્ર સ્ત્રીને મારા યથાયોગ્ય પ્રણામ જણાવી કહેજો કે મારા ઉપર સ્નેહ અને દયાની નજર રાખે. તેના પ્રેમથકી હું ગર્વિત છું. મારે પોતાનુ કહેવાનું બીજું કંઇ નથી. સમયે સમયે શ્રી વૃંદાવન દર્શન કરવા જજો. તેથી મનને અનેક પ્રકારની શાંતિ મળશે. કૃષ્ણ-કૃપાથી હું સારો છું. કાંઇ ચિંતા કરતા નહિં. વખતો વખત દયા કરી મારી ખબર અંતર લીધા કરજો.

આપનો

હરનાથ.

## પત્રાંક ૧૩

પ્રાણ પ્રિય રાધા—

બાબા, તમારો પત્ર અને લિચુરનું પાર્સલ મળ્યું છે. મારે માટે એટલી બધી તસ્દી શા માટે લીધી? મારા દિવસ તો હવે પુરા થવા આવ્યાછે, ત્યારે એટલી તસ્દી શા વાસ્તે? બાબા, દરેક ફળમાં તમારો ગાઢ પ્રેમ દેખાયછે અને તમારૂં સુંદર ચિત્ર માલમ પડી આવેછે એમ કહું તો શું ખોટું છે ? પ્રત્યેક વસ્તુને ઘણા આદરથી સ્પર્શ કરી જાણે તમારા આલિંગનનું સુખ મળ્યું હોય એમ લાગે છે. ઘણા આનંદથી તમારી મધુર વસ્તુ અમે સર્વેએ ખાધી છે. હે બાબા રાધા, મારે માટે એટલી ચિંતા કેમ ? ચિંતા રાખવાની કશી જરૂર નથી. હું વારવાર તમને લખુછું કે મારે માટે ચિંતા ન રાખો. તમે મને ભૂલતા નહિ; પણ વચમાં વચમાં મારી ખબર લેતા રહેજો. તમે મારૂં સર્વસ્વ જીવન છો. તમેજ મારા ધર્મની

ધ્વજા રૂપ છો. જ્યારે હું તમારે વિષે વિચાર કરૂંછું ત્યારે આ દુ:ખમય સંસાર વિષ્ણુના વૈકુંઠ કરતાં પણ આનંદમય લાગેછે અને છોડવાની ઇચ્છા થતી નથી. હાલ સંસાર છોડતાં મનમાં કષ્ટ ઉપજેછે. એક સમયે આ સંસારનો ત્યાગ કરવા મેં પ્રાર્થના કરીછે. આજ કેવળ તમારે માટેજ આ સંસારમાંજ અથવા એ કરતાં પણ વધારે ભીષણ સંસારમાં પણ થોડાક દિવસ રહેવાની ઇચ્છા કરૂંછું. આશ્ચર્ય પામુછું કે ધન્ય છે તમારા બળને ! શ્રી જયદેવ લખી ગયા છે કે:—

**कंसारिरपि संसारवासनाबद्धशृंखलाम् ।**
**राधामाधायहृदये तत्याज वृजसुंदरी : ॥**

હવે હું સમજ્યો કે એજ ગોલોક વિહારી આ સંસારમાં કેવળ પ્રેમજ લાવી શકેછે. પ્રેમના આકર્ષણથી **શ્રી હરિ** ગોલોકનો ત્યાગ કરી વૈકુંઠ અને લક્ષ્મી છોડી પૃથ્વી ઉપર અને વૃજ ભૂમિ ઉપર અવતીર્ણ થયાછે. જ્યારે **શ્રી** કૃષ્ણના સંબંધમાં પ્રેમ એટલું બળ ધરાવેછે ત્યારે સામાન્ય મનુષ્યની તો વાતજ શી કહેવી ? પણ તમારા પ્રેમને અધીન થઇ મારા જીવનસ્વરૂપ અને સર્વસ્વ પ્રાણરૂપ શ્રીકૃષ્ણને ભૂલી ગયોછું.

તમારૂંજ ચિંતવન કરતાં કરતાં હું રાત દિવસ કહાડુંછું. ઇષ્ટનું ચિંતવન કરવાનો મને સમય મળતો નથી. અને સમય મળતાં પણ મન ત્યાં લાગતું નથી. માટે તમને પત્ર કદાચ ન મળે તોપણ એમ સમજતા નહિ કે હું તમને ભૂલી જઇ નિશ્ચિંત થયોછું. પ્રાણ જશે તોપણ તમે મારા મનમાં રહેશો. પ્રાણપ્રિય, રાધિકા બાબાની કથા સાંભળી મોહિત થયોછું. આશ્ચર્ય પામ્યો નથી. રાધિકા મારા

શિવાનંદ સેનના પુત્ર પ્રેમદાસ જેવા છે. એમ સત્વર્જુ મનમાં થયાં કરેછે. બહાર જણાતું નથી. બાબા રાધા, રાધિકાનો ભાવ જોઇ આશ્ચર્ય પામશો નહિ, કારણકે મોટા સાપ કરતાં નાના સાપનું વિષ જબરૂં હોયછે. વૃદ્ધ કરતાં બાળકની ચેષ્ટા અધિક હોયછે. સિદ્ધ પુરૂષ કરતાં સાધકની આકુળતા અધિક હોયછે. તેજ પ્રમાણે પ્રથમ અવસ્થા સર્વની એવી હોયછે પૂર્વરાગ વખતે શ્રીમતીનો જેવો ભાવ અને આકુળતા હતાં તેવાં વિરહ અવસ્થામાં ન હોતાં. રાધિકાને વિષે મારો આ પૂર્વ રાગ છે. હવે પ્રાર્થના એછે કે આ નવ અનુરાગ દિને દિને મહારાગ થઇ પડે. પ્રેમ દિન પ્રતિદિન ઘણો વૃદ્ધિ પામે. શ્રીકૃષ્ણ એવો દિવસ કયારે લાવશે ? આપણામાંના કોઇ એક જણમાં પણ આવો ભાવ ઉત્પન્ન થાય તો આપણે સર્વ કૃતાર્થ થયેલા માનીશું. એક જણ ઘણો ખરચ કરી પ્રતિમા આણે અને હજાર લોક તેનાં દર્શન કરી આનંદ પામે. શ્રી અદ્વૈતે શ્રી ગૌરાંગને આણ્યા. લક્ષ લક્ષ જીવ દર્શન કરીને નિષ્પાપ થયા, અને પ્રેમથી જગત્ પૂર્ણ થયું. તે મુજબ બાબા, એક જણને મહાભાવ પ્રાપ્ત થયેથી આપણે સર્વે જણ ભાવ સમુદ્રમાં ડુબીશું. તે દિવસ કેટલો દૂર છે તે હું જાણતો નથી. શું આપણે તે જોઇ શકીશું ? શરીર ક્ષણભંગૂર, એનો કંઇ ભરોસો નથી. હમણાં છે અને ઘડી પછી નહોઇ શકે માટે પુચ્છું છું કે તે દિન જલ્દી આવે. એ આશાએ જીવુંછું. કૃષ્ણ દયામય, અવશ્યજ દયા કરશે. અટલ જેટલો આનંદ અનુભવ કરેછે તેટલો તમે કરતા હશો. ઓછો શા વાસ્તે? છોકરાં તમને વારંવાર કષ્ટ આપેછે તેથી? એ પણ એક મજા છે. એ મજા પણ આસ્વાદન કરી લો. એ ભ્રાંતિરૂપ વૃક્ષનું ફળ. એ "દિલ્હીના

લાડુ" છે. આવી મજા પણ જોવી જોઈએ; ન જોઈએ તો અ-પૂર્ણતા રહે. કશી ચિન્તા કરશો નહિ. અટલની માફક તમે પણ આનંદ અનુભવ કરોછો અને કરશો.

તમારો

હર.

## પત્રાંક ૧૪

શ્રી ચરણમાં (નૃસિંહ બાબુ).

આપનો તારીખ ૨૨મીનો પત્ર આજે મને મળ્યોછે. હું આશા રાખતો ન હતો કે મને પત્ર મળશે ને હું પત્ર લખીશ. હમણાં પણ એ આશા હું રાખી શકુંછું કે નહિ તે હું કહી શકતો નથી. શ્રીકૃષ્ણની ઇચ્છા હશે તેમ થશે. મહાશય, જે લોકો મહાપ્રલય સંબંધી કોઇપણ પ્રકારે વિશ્વાસ કરી શકતા નથી, તેઓ આ સમયે એક વાર કાશ્મીર આવી નારાયણની વિરાટ મૂર્તિ જોઇ જાય. હમણાં પણ કાશ્મીર ૧૬ ફીટ જળમાં છે. શ્રાવણ માસની નવમીએ આખું કાશ્મીર ૪૦ ફીટ જળમગ્ન હતું. મહાકાળ સમસ્ત કાશ્મીરને પોતાનું કરીને હમણા ચતુર્દિશાએ કેવળ જળરૂપ ધારણ કરી આનંદે ક્રીડા કરતો ફરે છે. ૨૦૦ ગામ એકી વખતે ચિન્હશૂન્ય અને જીવશૂન્ય થયાં છે. શ્રીનગર શહેરમાં લગભગ ૮૦૦૦ મોટાં મોટાં ઘરો સામટાં જમીનદોસ્ત અને ચિન્હશૂન્ય થઈ ગયાંછે. સઘળા લોકો પર્વત પહાડો ઉપર, અને રસ્તા ઉપરનાં વૃક્ષો ઉપર રાત દિવસ અતિ કષ્ટે કહાડે છે. આવી ભીષણ મૂર્તિ કોઇએ કદી જોઇ નથી. જોતાં જોતાં-માં મોટાં મોટાં મકાનો સામટાં પડી જતાં જણાય છે. તે જોતાં

મનમાં એમ થાયછે કે ઇંદ્ર વજ્ર કરીને એક એક મોટો અસર પાડેછે. એ તો એક વાત–બીજું લોકો અનાહારે પીડાય છે. એક રૂપિઆના ત્રણશેર ચોખા તે પણ મળી શક્તા નથી. જેમ સોનાની લંકા એકે વખતે વાંદરેઓના હાથમાં પડી પાયમાલ થઇ ગઇ હતી તેમ અમારા કાશ્મીરનું થયું છે. આવો હૃદયવિદારક દેખાવ કોઇએ કદી પણ જોયો ન હોય તે તેનો અનુભવ કરી શકશે નહિ. સાંભળતાં ભય ઉત્પન્ન થશે. અમે ત્રણ ચાર માળવાળી અગાસીમાં અમારી નૌકા ચલાવીએ છીએ. આવી ભયાનક અવસ્થા કોઇએ કદી જોઇ નથી અને જોશે પણ નહિ. તાર અને ટપાલ એકીવારે બંધ થઇ ગયાં છે. ગઇકાલથી હોડીવડે કામ ચાલે છે. ૧૦૦૦ ચોરસ માઇલ સુધીની જમીન પાણીમાં છે. ગમે તેમ હો, મહાશય! આ હત-ભાગ્યની ચિંતા કરશો નહિ. જે થનાર છે તે થશે. કૃષ્ણ દયાવાન છે; તે જે કરશે તે થશે. હું તેનોજ છું અને તેનીજ કૃપાથી કાળનો ભય રાખવાનું શીખ્યો નથી.

મહાશય, સ્વામી મળ્યાથી માતાપિતાને વિસરી જવાની કથા કોઇ શાસ્ત્રમાં કહી નથી. તેથી એટલુંજ માત્ર કહુંછું કે સ્વામી મળ્યા એટલે માતાપિતાનો આશ્રય કરતા નહિ. જે સ્રીને એવું જ્ઞાન ન હોય તે પૂર્ણ સ્વામી સોહાગિની થઇ શકતી નથી. લગ્ન થયા પછી માતાપિતા તરફ ઘણું આકર્ષણ દેખાડયાથી લોકો તેની નિંદા કરેછે અને સ્વામી તેના ઉપર અસંતુષ્ટ થાયછે. માટે કહુંછું કે સ્વામી મળ્યા એટલે માતાપિતાને સંભારવાં ખરાં પણ સ્વામીનો તો પરમ આશ્રય લેવો. શાસ્ત્રમાં એ વિષે કહેલું છે કે:—

“સઘળા દેવોનું પુજન કરવાને તત્પર થવું નહિ, પણ

સઘળાની પાસે કૃષ્ણ ભક્તિનું વરદાન માગી લેવું ”

જુઓ, વ્રજગોપીઓએ મહા કાત્યાયની વ્રત કર્યું. જગન્માતા સંતુષ્ટ થયાં ત્યારે તેની પાસે કૃષ્ણને સ્વામી રૂપે મળવાનું વર લીધું. એવું નહિ રાખવું કે સ્વામી મળ્યાથી માબાપને શત્રુ ગણવાં; જેઓ એમ ગણે તેઓ તો પાખંડી અને મહા પાતકી ગણાય. તેઓની સદ્‌ગતિ નથી. મહાશય! કન્યાનાં જ્યારે લગ્ન થાયછે ત્યારે તેનામાં કાંઇ મોટો ફેરફાર થાયછે ? રૂપ, રંગ ચહેરો નામ એ સઘળું તો જેમનું તેમજ રહેછે. ફેર થાયછે તે માત્ર કોઇ અદૃશ્ય પદાર્થમાં થાયછે. તેનું નામ– હૃદય, મન અને પ્રાણ. કન્યાદાન કરતી વખતે કન્યાના કાંઇ ચાર હાથ બહાર નીકળતા નથી. અને ત્રણ આંખો પણ થવા પામતી નથી. સઘળું જેમ આગળ હતું તેમજ રહેવાનું છે. કેવળ “અનિર્વચનીય કાંઇક” જેને ગોત્ર કહેછે તેજ ફરશે. પણ પ્રકૃત પક્ષે જેનું પરિવર્તન થનારછે તે તો મનનો ભાવ અને પ્રાણની ગતિ. સઘળું જેમ રાખો છો તેમ રાખો–મંત્ર, તંત્ર, સઘળું છે તે મુજબ રાખો. કેવળ માત્ર પ્રાણનું આકર્ષણ તેજ એક સ્વામી તરફ રાખો. એમ કરતાં માબાપનો આદર પણ મળશે, અને સ્વામી સોહાગી પણ થશો. સ્વામી સોહાગિની થવામાં કેટલો આનંદ છે તે સતી નારીઓજ જાણે છે, અને તેઓજ અનુભવ કરી શકેછે; બીજાને તો તે દૂર્બોધ્ય છે. જેઓ સ્વામી સોહાગને સમજતો નથી તેઓજ મધ્યે મધ્યે સતીઓને અનેક પ્રકારે હસેછે. પણ સોહાગિની નિંદા કરનારની નિંદાને કાને પડવા પણ દેતી નથી. તેઓનો આનંદ તેઓજ જાણેછે. એ બાબત દિવાન રામકૃષ્ણે કહ્યું છે કે “કાળીના નામામૃતના પાનથી જેમના નેત્રોમાં અજબ ઘેન વ્યાપી ગયું છે

તેઓ પરનિંદા કેમ સાંભળી શકશે ? " પ્રેમી કોઇ દિવસ પણ અન્યની વાત કાને પડવા દેતા નથી. તે પોતાના સુખમાં ડુબી રહે છે. માટે કહુંછું કે તમારા મનના પરિવર્તન સિવાય બીજું કાંઇ બદલવાનું નથી. તમારા મનની વાત મનમાં રાખવાનીછે. કદી બીજાને કરવી નહિ. " આપન ભજન કથા, ના કહીવે યથા તથા." ( આપણા ભજનની વાત જયાં ત્યાં કરવી નહિ. ) એક ગીત મેં સાંભળ્યું છે કે " પ્રેમીએ પોતાના પ્રેમ પાત્ર સિવાય અન્ય તરફ દૃષ્ટિ પણ કરવી નહિ કેમકે તેમ કર્યાથી પ્રેમ સુકાઇ જાયછે." એનું તાત્પર્ય એ છે કે આપણા વિચારના મનુષ્ય સિવાય અંતરની વાત કહેવી નહિ. તેમ કર્યાથી ભક્તિ લુપ્ત થવાનો સંભવ છે.

આપનો

હર.

## પત્રાંક ૧૫

શ્રી ચરણમાં.—

આપના મંદવાડના સમાચાર જાણી મને કેટલું દુઃખ થાયછે તે મારો અંતર્યામીજ જાણેછે. તોપણ કશી ચિંતા કરતા નહિ. શ્રી કૃષ્ણને તેમની ક્રીડા કરવા દો. કંઇ ભય રાખશો નહિ. નિશ્ચિંતે રહો. મહાશય ! મૃત્તિકામાં જે જે બી વાવીએ છીએ તે સમય આવે સઘળાં બી અંકુરિત થઇ, ફળ ફૂલે શોભિત થઇ પોતાને સુખ આપેછે અને તેને જે જુએ છે તેને પણ સુખ આપેછે. વળી કોઇ અંકુરિત થઇને પણ અલ્પ ક્ષણમાંજ મરી જાય છે; તેજ પ્રમાણે જે જે કર્મ–બીજને લીધે દેહ ઉત્પન્ન થયો છે તે સઘળાં બીજ

અવશ્ય કરીને સમયે સમયે અંકુરિત થઇ જીવને સમયે સમયે સુખ અને દુઃખ આપતાં રહેછે. એ માટે તમારા જેવા લોકોએ દુઃખ ધરવું કદી પણ ઉચિત નથી. એવાં ઘણાં આવશે અને ચાલ્યાં પણ જશે.

એને વિષે કોઇ રીતે પણ દષ્ટિપાત પણ કર્યા વગર આનંદમાં દિવસ ગુજારતા રહો. જયાં સુધી જીંદગીના ખેલ પૂરા થાય નહિ ત્યાં સુધી કોઇ બીજે સ્થળે જઇ શકાતું નથી અને જવા કહે તોપણ જવાતું નથી. જેમ ક્ષુધા, તૃષ્ણા વગેરે શારિરીક ધર્મ છે તેમ જરા અને નિર્બળતા તેવાજ શરીરના ધર્મ છે. એ જો ન હોય તો શરીર રહેજ નહી. દિવસોના ફેરફારની સાથે શરીર પણ અનેક પ્રકારે ફેરફારને અધીન થાયછે. એ ફેરફાર અટકાવી શકાતો નથી. એ પરિવર્તનનો નિયમ અપરિહાર્ય છે. માટે એથી દુઃખ માનવું કે શોક કરવો કોઇ રીતે પણ ઉચિત નથી. કશી ચિંતા કરતા નહિ.

એકાન્ત અનુગત

હર.

## પત્રાંક ૧૬

**શ્રી ચરણને વિષે—**

મહાશય ! આપનો પત્ર મળ્યાથી મારી અવસ્થા દુર્યોધનના જેવી થઇ છે. એકે વખતે હર્ષ અને શોક બન્નેનો હું અનુભવ કરૂંછું. પત્ર પૂરો થાયછે ત્યારે કોણ જાણે કેમ મારી આંખમાંથી આંસુ પડે છે? દરેક જણ મને નિષ્ઠૂર જાણેછે, અને ખરેખરો પાખંડી છું, તોપણ તમારા મંત્રબળને ધન્ય છે કે એટલે દૂરથી પણ તમે મને ગુરૂત્વાકર્ષણના બળની પેઠે ખેંચોછો.

તમારા બળને અને તમારા મંત્રની શક્તિને ધન્યછે. મને વાવાઝોડામાં સુકાં પાંતરાંની માફક તમે ઉડાવ્યોછે, અને મને અધીરો અને અસ્થિર કીધોછે. કોણ જાણે આનો અંત કયારે આવશે? તમારા ખેલની ગૂઢ વાત તમેજ સારી રીતે સમજોછો; સત્ય છે, મહાશય! સાપનો ફુંફાટો જોઇ મને બીક લાગેછે. પણ દુઃખ એ છે કે હવે It is too late now.

હશે, હમણાં કૃષ્ણે મારા ઉપર દયા કરીછે એ પણ પરમમંગળ છે. મહાશય સાપના વિષથી માણસ મરી જાયછે અને વળી વિષના જોરથી માણસનો જીવ બચેછે પણ ખરો, માટે સાપમાં એવા બે સામસામા ગુણ છે. જે સાપે મને તેના ગુંછળામાં બાંધી રાખ્યો હતો તેણે દયા કરી મને રસ્તો બતાવવા યત્ન કર્યોછે ત્યારથી મને ચેતન મળ્યુંછે અને ત્યારથીજ મેં તેનું શરણ લીધુંછે. આટલા માટે સ્ત્રી જાત–કૂતરી અને બિલાડીને પણ હું ઘણા આદર અને માનનું પાત્ર ગણુંછું. સ્ત્રી મૂર્ત્તિ ગમે તે પ્રકારે મને બહુ વ્હાલી લાગેછે. ઝાડપાનમાં તેમને જોઇને મારૂં મન બહુ હર્ષ પામેછે. મહાશય, માફ કરજો મેં શું કહેતાં શું કહી નાખ્યું ? હું પૂરેપૂરો ગાંડોછું. દયા કરી જરા જોતા રહેજો કે હું કુપંથે ન જાઉં અને પંથ ભૂલી જઇ કાદવમાં ન પડું અને અમૃત જાણી અંજલિ અંજલિ વિષ ન પીઉં. મેં જે પીધુંછે તે હજુ સુધી પણ પાચન થયું નથી. હવે જો હું વધારે પીઉં તો પ્રાણ જાય. મારા અંતરની વાત તમારી આગળજ કહીછે. ક્ષમા કરજો. વિષ કોઇવાર સુધા તુલ્ય પણ છે અને પ્રાણનો નાશ કરવાની ઔષધિ છે. એજ પ્રમાણે શક્તિ છે તે પ્રાણ લેનારી અને પ્રાણ રાખનારી બન્ને છે. એ મહાશક્તિને જેઓ જે રૂપે દેખે

તેને તે રૂપે દેખાયછે. તેને ચરણે મારી એ પ્રાર્થના છે કે કરાળ કાળરૂપે મને દર્શન ન આપે. મને તો પ્રેમમયી રાધારૂપે બહુ સારી લાગે. કામની પકવાવસ્થાને પ્રેમ કહેછે. અને એજ પ્રેમ સ્વરૂપિણી મારી રાધા છે. આ જગાએ કામ ગંધ જરાએ નથી. માટેજ રાધાને સંગે રાખવાથી શ્રીકૃષ્ણનું નામ "મદન મોહન" પડયું છે. સાથે રાધા ન હોય તો તેનું નામ કેવળ "મદન." એટલા માટે શારીએ રાધાને ઉદ્દેશી શુકના પ્રશ્નનો ઉત્તર દીધો છે:—

"જયારે રાધા સાથે હોય છે ત્યારે તે મદન મોહન. નહિ તો વિશ્વને મોહ ઉપજાવનાર છતાં પણ તે મદનમોહિત છે."

પ્રેમમયીનો આશ્રય લીધોછે. હવે તેની દયા થયેથી કૃતાર્થ થઇશ આશીર્વાદ આપો કે દયામયીની દયા મને મળે. મહાશય ! અગ્નિ જયાં સુધી દૂર રહેલો હોય ત્યાં સુધી તે શુભ કરનારો છે. પાસે જઇએ તો બાળી નાંખે. ભજન સાધન તે વખતે કાંઇ કામ આવતાં નથી માટે કહુંછું કે સ્ત્રીની ચતુરાઇ દૂર રહી જોવી એમાં મજા અને આનંદ છે. પાસે જવાથી દગ્ધ અને જીવન શૂન્ય જડ થઇ જવાય છે. મહાશય ! આ રહસ્ય દુર્બોધ્ય અને ગંભીર છે. મોટા મોટા મહારથીઓ આ ચક્રવ્યૂહને ભેદી શકયા નહિ અને હાર ખાઇ બેઠા છે. આ સ્ત્રી છે, આ કન્યા છે એમ ભ્રમમાં ભૂલી એ શક્તિનો અનાદર કરતા નહિ, મહાશય ! નાગ કે વાઘ સાથે રમત કરતાં રમનારે તેની આંખ સામે બરાબર નજર રાખવી જોઇએ. જરાક પણ ધ્યાન ચૂકતાં મહા સંકટ ઉપજે. ઘણું સાવધાન રહેવું જોઇએ. આનું નામ "અસ્ત્રાની ધાર ઉપર રહેવા જેવું છે." કોણ જાણે

આ દયામયીની દયા મને થશે કે નહિ. તેઓ જગતને ઉત્પન્ન કરેછે, પાળેછે, અને તેનો સંહાર પણ કરેછે. આ સર્વ લક્ષણ તેઓનામાં છે. મહાશય, તમે આ બાબતમાં ચતુર છો એમ જાણી મેં તમારૂં શરણ લીધુંછે. મને કુપંથે દોરવતા નહિ, પણ મારાઉપર દયાની દૃષ્ટિ રાખજો. હું ખરેખર અતીવ ભ્રાન્ત છું, અને એ બાબત હું સમજી શકતો નથી. મારે કામ કરવાનું છે તે બે જાતનું છે. જેમ સેતાને ઇવને ભૂલવણીમાં નાંખીને પાપને રસ્તે લઇ જવાને તેના કેશ બન્ધન માટે સુંદર સર્પાકાર ધારણ કરી પોતાનું કાર્ય સિદ્ધ કર્યું તેમ મેં પણ કળિના કિંકર થઇ મનુષ્યરૂપે મનુષ્યને કુપંથે લઇ જવા માટે આ વેશ લીધોછે. મારા અંતર અને બહારના ભાગ જુદાછે તેથી મને પારખવાને તમને આટલું કષ્ટ પડેછે.........
આપ આનંદમાં છો તે સાંભળી મને મહા આનંદ થાયછે. સર્વદા એ પ્રમાણે સાંભળવાની ઇચ્છા રાખુંછું.

આપનો ખરીદેલો દાસ—

હર.

## પત્રાંક ૧૭

પ્રિયતમ ક્ષિરોદ—

મારે માટે વૃથા ચિંતા ન કરતાં તે ચિંતામણિની ચિંતામાં રાત દિવસ મગ્ન રહો. તેમ થયેથી સુખે રહેશો. પ્રેમ મુખથી પ્રદર્શિત થાય ત્યારે કામ કહેવાયછે, અને અંતરમાં રહેથી પ્રેમ કહેવાયછે. માટે કહુંછું કે પ્રેમના સ્રોતને અંતરમાં વાળવા પ્રયત્ન કરો. વાણીથી મિથ્યા આક્રંદ કરવાનું પ્રયોજન નથી. તમારો પ્રેમ તમે જેના ઉપર

રાખોછો તે પણ શમજી શકે નહિ એવા થજો. તમારા અંતરનો પ્રેમ બહાર જઇ શકવો જોઇએ નહિ. તમે ગમે તે પ્રકારે મનનો ભાવ ગુપ્ત રાખો; મુખે પ્રકાશ કરેથી ગાંડા માણસની લવારી ગણાયછે. મોઢાની વાતથી આંખમાં આંસુ આવતાં નથી. અંતરમાંથી નીકળતા શબ્દો અતરને અસર કરી શકેછે. ગાંડા માણસની માફક મેં ગમે તેમ બોલી દીધુંછે. એને વિષે જરા વિચાર કરો. તમારી પ્રેમ-મૂર્ત્તિને તમારા અંતરમાં પધરાવો. તે કોઇને પણ જણાવશો નહિ. ચરણે પડયાથી પણ પ્રેમ થતો નથી. પ્રેમ મન અને પ્રાણમાં જોઇએ. કોઇની સામે ટગર ટગર જોયા કરીએ તો પ્રેમ આવતો નથી. પ્રેમ રાખો અને સામાને તેને પાછો વાળતાં શીખવો. પાસે રહેવાથી આવો પ્રેમ રહેતો નથી. આટલા માટે પ્રેમમૂર્ત્તિને પ્રથમ દૂર રાખવી જોઇએ. જયારે નિરંતર ચિંતવન કરતાં કરતાં સામાન્ય કામવાસના બળીને ભસ્મ થઇ જાય ત્યારે જે પછી રહેછે તે વિશુદ્ધ સ્નેહ છે. તેનું નામ પ્રેમ. આ વાતનો વિચાર કરજો અને તમારાં પત્નીને પણ એ વાત કહેજો. મારી તબીયત સારી છે. મારી ચિંતા કરતાં નહિ.

તમારો—

હર.

## પત્રાંક ૧૮

શ્રીચરણને વિષે—( નૃસિંહ બાબુ )

મહાશય ! એકાદ પ્રાર્થના. આગામી ઉપનયન સંસ્કારના પ્રસંગ ઉપર આપ પધારશો. મારાં શુક અને શારી આવનાર છે અને વૃંદાવનથી મારી માતા પણ આવશે. હજુ પણ માનિનીના મુખ ઉપર

જો તમે હાસ્ય ન જુઓ તો બેએક હસમુખા દેખાવ ઉધાર લાવજો, અને તેના મુખ ઉપર ચ્હોડજો. મહાશય, હું મારી આખી જિંદગી પર્યન્ત બીજા લોકોના હૃદયોને આનંદ પમાડવા ગયોછું. દર વખતે જુદા જુદા રૂપમાં મારા શેઠોને જેમ અનુકુળ થઇ પડાય તેમ હું કરૂંછું. મહાશય! મને નરમ જોઇને તેઓ મને અનેક રૂપે સજેછે. તેઓમાં નિઃસીમ શક્તિ છે તેથી દરેક ચીજ પૂર્ણ કરવા તેઓ સમર્થ છે. મને વારંવાર ભૂલવણીમાં નાખી મ્હોડે કાળો રંગ ચોપડી વાંદરાના જેવો ચિતરી મારી તરફ જુએછે અને હસેછે. જેઓ આ પ્રમાણે કરવા દેતા નથી તેને હેઠે ગબડાવી પાડે છે. આ બન્ને બાબતમાં ભય રહેલો છે. આમાંથી બચી જવાનો ઉપાય ફક્ત જગા ભાંડની માફક વર્તવાનો છે. ધન્ય છે તેઓની શક્તિને! તેઓને સામો એક બોલ કહેવાની અને તેઓની મરજી ઉપરાંત એક પગલું ભરવાને મારામાં બીલકુલ શક્તિ નથી. તેઓ જે મારી પાસે બોલાવે છે તે બોલુંછું અને કરાવેછે તે કરૂંછું. જ્યાં તેઓ મને તેડી જાયછે ત્યાં જાઉંછું. કયાં જવું આવવું તેની કુંચી તેઓના હાથમાં છે. માટે તેઓને એટલો ગર્વ અને અહંકાર છે. મહાશય! શું કરૂં? મારામાં શકિત મળે નહિ તેથી હું ચૂપકીથી અધીન થઇ જાઉંછું. મારા જેવી લાચાર અવસ્થા ઘણાની હોયછે. કેટલાક મ્હોડે બોલી બતાવેછે અને કેટલાક ચૂપકીથી માર ખાયા કરેછે. બન્નેની સ્થિતિ એકસરખી છે. તેઓ બહુ બળવાન છે. હવે વધુ શું કહેવું? એટલુંજ.

આપનો

હુર.

## પત્રાંક ૧૯

**મહાશય !**

એક વાર યુગલ થઇ ઉભા રહો અને મારા વિજયાદશમીના પ્રણામ સ્વીકારો. મહાશય ! જ્યારે તમારે આવો દફતરી છે ત્યારે પત્ર લખવામાં શી અડચણ છે ? મારી માફક કાણા ઘોડા ઉપર ચડીને તમારે હિમાલય ઓળંગવાનું નથી. ત્યારે અડચણ શી છે ? તમારા કનિષ્ટ ઍટાર્નીની મદદ મળે તો હું તો બારિસ્ટરનો ધંધો ચલાવી શકું.........મહાશય ! આ સઘળું ખાજો, પણ એથી કાંઇ ફાયદો તમને લાગશે એમ ધારશો નહિ.

**સઘળા રોગોની મહૌષધિ એક માત્ર કૃષ્ણનામ.** કૃષ્ણ–નામ ભવ રોગની મહૌષધિ છે. કૃષ્ણ–નામ સઘળાનું મૂળ છે. કૃષ્ણજ સર્વ કારણનું મૂળ કારણ છે. પૃથ્વીમાં જે કાંઇ આશ્ચર્ય સરખું કહેવાયછે તેને કૃષ્ણની ક્રીડા સમજવી. મનુષ્યકૃત સમજી ભ્રાંતિમાં પડશો નહિ. જીવમાં કશી શક્તિ નથી. જીવ પુતળું છે અને કૃષ્ણ સૂત્રધાર છે. જેમ નચાવે તેમ નાચેછે. મન વાણી અને કર્મથી કૃષ્ણનું દાસત્વ અંગીકાર કરો. એટલે ચિરકાળ સુખે રહેશો અને નિશ્ચિંત થશો. માણસને માણસ તરીકે ગણવો. કૃષ્ણને કૃષ્ણ તરીકે ગણવા. જીવને કદી પણ કૃષ્ણ તરીકે ગણશો નહિ. એટલા માટેજ **શ્રીમતી રાધિકા** કૃષ્ણ દર્શન કરીને પોતાને ઘેર આવી ત્યારે સખીઓએ તેની ચંચળતાનું કારણ પૂછ્યું ત્યારે શ્રીમતીએ કહ્યું છેઃ–

"હે સખિ, મોહન મૂર્તિ પ્રીતિરસની ખાણને મેં જોઇ ત્યારે મારા મનમાં એમ આવ્યું કે આ ત્રણ ભુવનને વિષે એની તુલના થઇ શકે એવું કોઇ નથી."

એની તુલના એ પોતેજ છે. માટે કહુંછું કે કૃષ્ણુની તુલના કૃષ્ણુજ છે. માટે મારી પ્રાર્થના છે કે જીવની સાથે કૃષ્ણુની તુલના કરશો નહિ. કૃષ્ણુ-પાદનું કાયમનોવાક્યે શરણુ લઇ કૃષ્ણુ પ્રેમમાં પ્રાણુને ડૂબાડી ચાલ્યા કરો- એટલે તમે જોશો કે કેવું સુખ છે અને કેટલો આનંદ છે. **તમે કૃષ્ણુ માટે ગાંડા થશો તોજ કૃષ્ણુ તમારે માટે ગાંડા થશે.** કૃષ્ણુને માટે રાધાજી ઉદ્વિગ્ન અને કૃષ્ણુપ્રેમમાં એકીવારે ઉન્મત્ત થયાં ત્યારે કૃષ્ણુની અવસ્થા વિષે ચંડીદાસે લખ્યુંછે કે—

"ઉઠતાં કિશોરી, બેસતાં કિશોરી, કૃષ્ણુની કૃપા જીંદગીનો સારછે. શયને કિશોરી, સ્વપ્ને કિશોરી, કિશોરી ગળાનો હાર છે." ઇ. માટે કહુંછું કે જો કૃષ્ણુને રડાવવાની તમારી મરજી હોય તો પ્રથમ કૃષ્ણુ નામોચ્ચાર કરી પ્રેમનાં આંસુ તમે પાડો. કૃષ્ણુને તમારે પાગલ કરવાની ઇચ્છા હોય તો કૃષ્ણુ-નામને વિષે તમે પાગલ થાઓ; જો કૃષ્ણુનો પ્રેમ મેળવવા ચાહતા હો તો તેના ઉપર પ્રેમ રાખો. જેમ હડખાયલે કુતરે કે શિયાળે કરડેલો માણુસ જળને સ્થળને વિષે કુતરાની અને શિયાળની મૂર્ત્તિ દેખે છે તેમ કૃષ્ણુ ભકતો પૃથ્વીના સર્વ પદાર્થમાં કૃષ્ણુ મૂર્ત્તિને દેખેછે. એટલા માટેજ શ્રી ચૈતન્ય ચરિતામૃતમાં લખેલુંછે કે-"સ્થાવર જંગમમાં જ્યારે જુએછે ત્યારે તેના રૂપ દેખાતાં નથી; જ્યાં જ્યાં નેત્ર પડેછે ત્યાં ત્યાં ઇષ્ટની સ્ફુર્તિ થાયછે." "કૃષ્ણુ કૃષ્ણુ" કરતાં કરતાં એવો એક દિવસ નક્કી આવશે. સંદેહ કરતા નહિ. હવે તમે કહો તો પોથી બંધ કરૂં. હવે અહીં પાન સોપારી મૂકીદો તો હું પણુ પોથી બંધ કરી એકવાર અંતઃપુરમાં જાઉં. ભીખારીને એક સ્થાને બેસી રહેવું કેમ પરવડે? પાંચ ઘર ફરનારા

કુતરાનું એક ઘેર પેટ કેમ ભરાય?.....................મેં અનેક અપરાધ કીધાછે, માફ કરજો.

આપનો

હર.

## પત્રાંક ૨૦

### પ્રાણપ્રિય રાધા—( રાધા વિનોદ નિયોગી )

બાબા, તમારાં છોકરાં રાધા ગોવિંદ નામ ગાય એમાં આશ્ચર્ય શું છે? ગર્ભના ગુણ પ્રમાણે પુત્રો સારા કે નઠારા ઉત્પન્ન થાયછે. જો મારાં માતાજી કૃષ્ણને વિષે અનુરાગવાળાં છે, તો છોકરાં પણ તેવાં હોય એમાં સંદેહ નહિ. ( ચૈતન્ય ચરિતામૃતની અંત્ય લીલાનો ત્રીજો અધ્યાય નક્કી વાંચો ). બાબા રાધા, તમે બન્ને જણ પ્રેમ તરંગમાં ચાલ્યાં જાઓ—હું જોઉં તો ખરો. બાબા, કામ અને પ્રેમ એકજ વસ્તુ છે. તેમાં ફેર માત્ર એટલોજ છે કે કામ એ પ્રાકૃત છે અને પ્રેમ અપ્રાકૃત છે. મનોવૃત્તિ નીચ પંથે જાય ત્યારે તેનું નામ કામ, અને કૃષ્ણના અનુરાગ પંથે જાય ત્યારે તેનું નામ પ્રેમ. કામ લોખંડ છે, પ્રેમ સુવર્ણ છે. ચિંતામણીના સ્પર્શથી લોખંડ સુવર્ણ થઇ જાયછે. ચૈતન્ય ચરિતામૃત વિશેષે કરીને વાંચો. બે ત્રણ વાર વાંચવું જોઇએ. પાર્થિવ કામ કૃષ્ણ અનુરાગી થવાથી બદલાઇને સુવર્ણના જેવો પ્રેમરૂપે દેખાયછે. માટે પ્રાર્થના છે કે તમે બન્ને રોજ કૃષ્ણપ્રેમમાં મત્ત રહી બીજા સર્વને પણ મત્ત બનાવી દો. આ ક્ષણસ્થાયી પૃથ્વીની કોઇ ચીજ ઉપર મનને દોડાવતા નહિ. તેમ કરશો તો દુઃખી થવું પડશે. આ દુનિયાની સઘળી વસ્તુ બાજીગરની બાજી

સમાન છે. હમેશાં બદલાયા કરેછે. હમણાં એક રૂપે હોયછે તો પછી બીજે રૂપે. માટે એ ભ્રાન્તિમાં પડતા નહિ. એક માત્ર કૃષ્ણજ અપરિવર્તનશીલ અને ચિરસ્થાયી છે. માટે તેના ઉપર પ્રેમ રાખતાં શીખો. એટલે કોઇવાર પણ તમારે નાસીપાસ થવું પડશે નહિ. કેમકે જે વસ્તુનો કોઇવાર પણ નાશ ન થાય તે ચિરદિન સમાન ભાવે રહે. ખાતાં, સુતાં તેનુંજ ચિંત્વન કરો. અવકાશ મળે તેનુંજ નામ લો, એટલે તેમ કરવાથી પ્રેમ મળશે. કૃષ્ણ ઘણા દયાવાન છે; અવશ્ય કરૂણા કરશે, કાંઇ ચિંતા કરશો નહિ.

બાબા રાધા! તમે મળ્યાથી હું ધન્ય થયો છું. હું તો મહા પાતકી, માટે તમારા સઘળાના પાપનો બોજો મારે માથે ઉપાડવાનો જરા પણ ભય કરતો નથી અને કુંઠિત પણ થતો નથી. **જે તમને મળે તેને કહો કે તેઓ પોતપોતાનાં પાપનો બોજો મારે માથે મુકી તેઓ નિષ્પાપ અને પવિત્ર થઇ પ્રેમસિન્ધુ હરિને દિલ ખોલી પુકારે. નરક મને ભયનું સ્થાનક નથી. તમને સુખી અને પ્રેમી જોઇ હું મહા આનંદથી નરકમાં પણ કાળ નિર્ગમન કરી શકીશ.** હશે બાબા, તમે નિશ્ચિંત મનથી હરિપ્રેમમાં મત્ત થાઓ; કંઈ ચિંતા નહિ. ત્રિતાપની છાયા પર્યંત તમને સ્પર્શ કરી શકશે નહિ અભિમાન રહિત થઇ મારા નિતાઇનું શરણ લો. તે તમને ઘણા માનથી પોતાના ખોળામાં બેસાડશે અને કૃષ્ણપ્રેમ આપશે. તે બહુ દયાવાન છે તોપણ તે અભિમાનીની પાસે આવતા નથી. અભિમાનીની તરફ વજ્ર કરતાં પણ તે કઠણ છે. માટે કહુંછું કે અભિમાન છોડી નિર્મળ થાઓ. પ્રેમ રૂપી પુષ્પમાં અભિમાનજ વજ્રકીટ રૂપ છે. માટે કહુંછું કે પ્રેમ

ચાહો તો અભિમાન છોડો અને જેને તમે જુઓ તેને પણ એમ કહેજો.

તમારો

હર

## પત્રાંક ૨૧

પ્રાણપ્રિય રાધા.

સત્ય છે ગોપીઓ કરતાં શ્રીકૃષ્ણને કોઇ બીજું પ્રિય નથી અને તે માટે તેઓ કરતાં શ્રેષ્ટ પણ કોઇ નથી. તે પ્રેમમયી ગોપીઓ જે સ્થાને રહેછે તેનું નામ વૃંદાવન છે. માટે વૃંદાવન કરતાં વધારે શાંતિમય અને પ્રેમમય સ્થાન બીજું કોઇ નથી. જેમને ગોપીઓના જેવો પ્રેમ નહોય તેઓ પ્રેમના રાજ્ય વૃંદાવનમાં જઇ શકતા નથી. પ્રેમના રાજ્યમાં નિરસ, શુષ્ક વસ્તુને રહેવાને સ્થાન મળતું નથી. આ પ્રેમના રાજ્યમાં પ્રેમના ખેલ, પ્રેમનાં સંમિલન છે. પ્રેમ વિના ત્યાં કશુંએ નથી. તે પ્રેમ શીખવો હોયતો ગોપી થવું જોઇએ. ગોપી અનુગત થઇ ગોપી ભજન કર્યાથી તે પરમ દયામયીની દયા થયે મને અને તમને તે પ્રેમ-કુંજે તેઓ બોલાવી લેશે ત્યારે બધું અભિમાન ચાલ્યું જશે; એક માત્ર પ્રેમ રહેશે. જ્ઞાન વિજ્ઞાન કંઇપણ તે સ્થાને જવા પામશે નહિ. પ્રેમના રાજ્યમાં જ્ઞાન ચાલી શકતું નથી. તે જગાએ જ્ઞાનને આદર નથી. મધુર અને સુંદર બાળકને હાથમાં લઇને લાડથી રમાડશો તો તે આનંદથી લાડશે, પણ જો કોઇ વિદ્વાન પંડિત તેને વિજ્ઞાન એ શું છે તે સમજાવવા જશે.તો તે એટલું આનંદી દેખાશે નહિ. તેજ પ્રમાણે પ્રેમમય વૃંદાવનમાં જ્ઞાન વિજ્ઞાન છેજ નહિ. જો કોઇ પોતાની પ્રેમથી અનુરક્ત સ્ત્રી સાથે આનંદકારક

વાતચીત કરવાને બદલે ગૂઢ શાસ્ત્રકથા કહેવા જાય તો તેમ કરવાથી જેમ તે માંણસ હાસ્યાસ્પદ થઇ પડેછે તેમ વૃંદાવનમાં જ્ઞાન-ચર્ચાથી થાયછે. ત્યાં આગળ પ્રેમ વગર કોઇને સ્થાન મળતું નથી. માટે કહુંછું કે, બાબા, પ્રેમવડે તે પ્રેમમૂર્ત્તિ હરિને બોલાવો. અવશ્ય મનોકામના પૂર્ણ થશે.

હર.

## પત્રાંક ૨૨

**બાબા અનુકુળ !**

હું તમને 'બાબા' કહી લખુંછું તેથી તમને આટલું કષ્ટ થાયછે? બાબા, મને ભૂલી જાઓ. તેમ કરેથી તમે સુખી થશો. મારૂં ભાગ્ય સારૂં નથી તેથી તમને મારા તરફથી કષ્ટ ઉપજેછે. શું કરૂં, બાબા, મારાં પાપનું પ્રાયશ્ચિત્ત થાયછે; કાંઇ ચિંતા કરતા નહિ. આ સંસારમાં કોઇ પણ વસ્તુ ચિરકાળ રહે એમ નથી. સુખ દુઃખ સર્વે આવેછે અને ચાલ્યાં જાયછે. એ વિષે કદી પણ મુગ્ધ થવું ઉચિત નથી. મુગ્ધ થયેથી અધિક કષ્ટ પ્રાપ્ત થાયછે. જેઓ આ ક્ષણસ્થાયી સંસારમાં મગ્ન રહેછે તેઓને જ્યારે એ છોડવો પડેછે ત્યારે ઘણું કષ્ટ થાયછે માટે કહુંછું કે બાબા, કોઇ ચીજ માટે ઘણી આસકિત રાખવી નહિ. સર્વ વસ્તુ પોતપોતાના નિયમ પ્રમાણે આવેછે, અને ચાલી જાયછે. કોઇ પણ નિયમની બ્હાર નથી. સર્વ તેજ દયામય કૃષ્ણની ઇચ્છાને અધીન છે, ત્યારે એટલો ભય શામાટે રાખોછો? કોઇમાં અતિ આસક્તિ રાખશો નહિ. કોઇ વસ્તુને વિષે ઘણા મુગ્ધ

થશો નહિ. જો ઘણી આસકિત રાખવા ચાહતા હો અને ઘણો આદર કરવા ચાહતા હો તો તે કૃષ્ણ અને કૃષ્ણ–નામ ઉપર રાખો. એમ કરેથી ચિરકાળ સુખી રહેશો. માણસને માણસ ગણી તેને ચાહતાં શીખો. એ કરતાં વધુ કરી ઠગાતા નહિ. વર્તમાનમાં સંતુષ્ટ રહો, ભવિષ્યની ચિંતાનો વિચાર કરી દુઃખી થશો નહિ.

( અંદર બીડેલો પત્ર. નૃસિંહ બાબુ માટે )

શ્રી ચરણુને વિષે.

મહાશય ! આજે તમે મને ઓળખી કહાડયોછે. હું પણ આજે નિશ્ચિંત થયોછું. આની પૂર્વે મને ચિંતા હતી કે તમે મને ઓળખી કહાડશો. એમાં ડાહીનો ઘોડો ઘણીવાર રમવો પડયો હતો. હવે હું નિશ્ચિંત રહી આમ તેમ હિંમતથી ફરતો ફરીશ. મહાશયનો આજનો પત્ર વાંચી ઘણા દિવસ ઉપર શીખેલું ગીત મને યાદ આવ્યું છેઃ—

"ગુરૂજી ! અંધકારને લીધે હું તમને ઓળખી શકયો નહિ.
તમે દરેક હાથમાં વેંગણ લઇને આમતેમ કૂદતા હતા."

એમ છતાં તમે મને આજે ઓળખ્યોછે. હવે ફરી મને આસમાને ચઢાવતા નહિં. હું જયાં છું ત્યાંજ મને રાખજો. મહાશય, દાસને દાસ જાણી વર્તજો. એજ મારી પ્રાર્થના અને નિવેદન. **શ્રીધામ વૃંદાવનથી** આવીને તમે જે પત્ર લખ્યોછે તેમાં ફક્ત તમારીજ બાબત લખીછે તેથી મારા પ્રાણુને અપાર આનંદ મળ્યો નહિ. અને તેટલાજ માટે તમારે દ્વારે હાજર થયો નહિ. અપરાધ થયો છે એ તો સત્ય છે, પણ શું કરૂં ? મને ક્ષમા કરી આનંદિત કરો. **"क्षमारुपं तपस्वीनाम्"** માટે આજે ક્ષમાનો ભીખારી થઇ હાજર

થયોછું. મહાશય, જેવી ઇચ્છા હોય તેવું કરો. મારી વ્હાલી મા શ્યામાને જોઇ તમે ઘણા આનંદિત થયાછો તે સાંભળી મને ઘણો આનંદ થયોછે. પણ વળી ઘણો ભય પણ પામ્યો છું કે મને જોઇને પછી માના ઉપરથી શ્રદ્ધા ભક્તિ સઘળી જતી રહે. હું માનું નામ ડુબાવનાર છોકરો છું. કોણ જાણે મારી ગતિ શી થશે? મારી માને તમે જેવી કહોછો તેવીજ છે, પ્રેમમયી, દયામયી, સ્નેહમયી અને જેને 'મયી' પ્રત્યય લાગે તેવા સઘળા ગુણો મારી માતામાં છે. માને 'મા' કરીને બોલાવતાં હું કૃતાર્થ થયોછું. અને હું પોતાને મહાભાગ્યવાન ધારૂંછું. જો તે એવી પ્રેમવાળી ન હોય તો શું કૃષ્ણ તેનાથી બંધાય ખરા? એવા લોકને કૃષ્ણ અધીન રહેછે. મહાશય! કૃષ્ણને આપણે કેમ ચહાવા તે પોતેજ આપણને શીખવે છે. એમ ન હોય તો જીવની શી શક્તિ છે કે તેને કોઇ ચાહી શકે? માટે જેઓ કૃષ્ણના ઉપર પ્રીતિ રાખેછે તેઓ જીવ નથી; તેઓ તેજ મહાનંદમય ગોલોક ધામના નિત્ય વાસીછે અને તે રસમયના નિત્ય સહચર છે. પણ શ્રીકૃષ્ણના ખેલમાં પ્રધાન ઉપાદાન સ્ત્રી છે. તેની સાથેજ કૃષ્ણનું મન મળી ગયુંછે અને તેનેજ કૃષ્ણ અધીન છે. પ્રકૃતિ વગર તે નિર્ગુણ, નિષ્ક્રિય, નિરાકાર અને પરમ બ્રહ્મરૂપે દેખાય છે. એવી વસ્તુ હોય કે નહોય તે બન્ને સમાન છે. માટેજ મહાશય! આ જગતની સર્વ સ્ત્રી લોકને મન અને પ્રાણવડે આદર કર્યેથી કોઇને કોઇ વખતે પણ કૃષ્ણ કૃપા મળશેજ મળશે. પ્રકૃતિની વિરુદ્ધ રહેવાથી કોઇપણ કયારે પણ સ્થિર રહી જય લાભ મેળવી શકતો નથી. મહાશય તમને યાદ તો હશે કે જે દિવસે રામચંદ્રના વાનર સૈન્યે લંકાનાં દ્વાર કબજે કર્યાં, ત્યારે ઇંદ્રજીતની સ્ત્રી પ્રમિલા પોતાના સ્વામીને મળવાને લંકામાં પ્રવેશ

કરવા ગઇ ત્યારે વાનર સૈન્યે દ્વાર ખોલ્યાં નહિ ત્યારે તે તરત રામ-ચંદ્ર પાસે આવી અને કહ્યું કે મારી સાથે યુદ્ધ કરો. રામે તે મહા વિપત્તિ ગણી તેની સ્તુતિ કરી તેને સંતુષ્ટ કરી વાનર યુથને આદેશ કીધો કે આ મહાશક્તિના પથને રોકશો નહિ. ત્યારે મનુષ્યની વાત તો શી કહેવી ? એ તો સ્થૂળ પ્રકૃતિની કથા છે, ત્યારે ગોલોક કે વૃન્દાવનની મહા-પ્રકૃતિની વાત તો કોણ જાણે અને કોણ કહી શકે ? તે પ્રકૃતિ જેના ઉપર દયા કરે તેઓજ તે સમજી શકે. જેઓ કૃષ્ણની ઇચ્છાશક્તિ છે અને કૃષ્ણને પળેપળે સાથે લઇને ફર્યા કરેછે તેઓમાં કેટલી શક્તિ છે તે કોઇ કહી શકશે ? આટલા માટેજ પ્રકૃતિ માત્રનો આદર કરી ચાલવું એ સારૂં છે. મહાશય, કોણ જાણે કયા વનમાં વાઘ સુતોછે અને કયારે ઉઠીને એકીવારે ગ્રાસ કરી લેશે ? વળી એમ કહેવાય છે કે અજાણી નદીમાં તરવું ઉચિત નથી. કોણ જાણે કદાચ કોઇ મગર હોય તો ગ્રાસ કરી લે. માટે નિવેદન—જયારે આ મહાસમુદ્રના કિનારા વિષે કાંઇ પણ જાણતા નથી ત્યારે દૂર થકીજ જલસ્પર્શ કરીનેજ નમસ્કાર કરવા યોગ્ય છે. એમ કર્યાથી ભયનું કાંઇ પણ કારણ રહેશે નહિ. નિશ્ચિંત મને જીવન ગાળી શકશો. તેઓનો ખેલ તેઓ જાણે. અભિમાની તુચ્છ જીવ શું જાણવાનોછે ? ન સમજીને આ મહા સમુદ્રને હલાવવાને પ્રયત્ન કરેછે તેઓ સમજતા નથી કે જેમાંથી સુધાકર ચદ્રની ઉત્પત્તિ થઇછે તેમાંજ જીવનાશક વિષ પણ છે. હશે, મહાશય હવે પરચર્ચા શું કરવા કરવી ? તમે ઘણા સુખ અને આનંદમાં રહોછો જાણી મને ઘણો આનંદ થાયછે અને થશે. હવે તમે એકવાર ચાર પગે ઉભા રહો. હું ધીમે ધીમે એકવાર તમને પ્રણામ કરૂં અને ચાલ્યો જાઉં. યુગલરૂપ વિના મને બીજું જોવું ગમતું

નથી માટે આ પ્રાર્થના.

તમારી દયાનો ભીખારી
હુરિ

## પત્રાંક ૨૩

શ્રી ચરણને વિષે—

મહાશય ! નિર્જન વાસ કરતાં આનંદનો વાસ બીજો કોઇ નથી. આ અનંત બરફથી આવૃત પર્વત ઉપર અનંત લીલા જોઉંછું અને આશ્ચર્ય પામુંછું પણ મહાશય, "Solitude! Where are thy charms that sages have seen in thy face? etc" એ વાત પાગલ માણુસની લવારી જેવી નથી દેખાતી શું ? હવે હરિ બોલો અને આનંદમાં ડુબી જાઓ. તમે એકલા રહીને કેટલો આનંદ ભોગવશો ? આનંદરૂપી મહાસમુદ્રનું પાન એકલા કરવા જઇને કેટલાકને સુકવી નાંખવા ધાર્યા છે ? જો બીજાઓને સાથે લઇ તમે પાન કરો તો ભવિષ્યમાં પાન કરવા માટે ઘડા ભરીને લાવી પણ શકો. હમણાં જેને મળો તેને પ્રેમ સમુદ્રમાં સાથે લઇને જાઓ. હમણાં કોઇને મૂકી દેવાની વાત નથી. અનેક જીવ સાથે હોય ત્યારે મહારાસ થાયછે કે નહિ ? એક પાગલની કથા—શિવજી એકલા રહેવાનું પસંદ કરેછે પણ જયારે પ્રેમ સમુદ્ર ઉપર તેમની નજર પડેછે ત્યારે બીજા કોઇ મળતા નથી ત્યારે છેવટે ભૂત, પ્રેત, પિશાચને લઇને પણ ડમરૂ વગાડતાં આનંદમાં ઘેલા થઇ જાયછે. મહાશય, ગુપ્ત રીતે નિશો કરવામાં મજા નથી. જ્યારે નિશાના અમલથી રસ્તા ઉપર બે વાર પડી ન જવાય ત્યાંસુધી નિશો ચડયો કહેવાય ? હજારો લોકો આનંદ પામશે. હજારો લોક

તાળી દઇ નૃત્ય કરશે ત્યારે આનંદ થશે. કાંઇ રાત્રે એકલાં છુપી રીતે નિશો કર્યે આનંદ મળવાનો છે? એ તો ઔષધ સેવન કરવા જેવું છે. માટે ઔષધને અમૃત કરવા માટે મારા પ્રભુએ નિતાઇ રૂપે દ્વારે દ્વારે પ્રેમ વહેંચી જગતને ગાંડું કરી દીધું છે. હવે ચોરી શીછે? મદ પીધો છે. હવે રસ્તામાં માત્ર આળોટવાનું બાકી છે. મારી કથામાં કશો ઢંગધડો નથી. એના ઉપર ધ્યાન રાખતા નહિ. એને પાગલનો પ્રલાપ જાણી માફ કરજો. મહાશય! માળી થઇને તમે આ વૃક્ષ રાખ્યુંછે તે માટે તમારે હવે એટલું કરવું જોઇએ કે એનાં ફળ પણ પરમ મધુર થાય અને જે ખાય તેને આનંદ આપે. મારી ચિંતા રાખશો નહિ તોપણ મને ભૂલી જશો નહિ.

તમારો દાસ

હર.

## પત્રાંક ૨૪

શ્રીયુક્ત કૃષ્ણદાસ શીલ.

ભાઇ કૃષ્ણદાસ! આજે તમારો પત્ર વાંચી કેટલો વખત મેં રડયા કીધું તે ફક્ત ગુપ્ત ધન અને ગુપ્ત મિત્રે તે જોયુંછે. તે દયામય હરિની દયા મેં આ પ્રથમની જોઇછે એમ નથી. મેં અનંત શક્તિમયનાં અનંત અને અજસ્ર દયાનાં દષ્ટાંત જોયાં છે, અને રોજ જોઉં છું તોપણ હું એવો પાખંડી, ભ્રમાંધ અને બુદ્ધિભ્રષ્ટ છું કે તેના પ્રેમમાં ડુબી શકતો નથી. સર્વદા આકુલ પ્રાણથી મૃગજળાનુગામી થઇ આશામાં ને આશામાં કાળ વ્યર્થ નિર્ગમન કરૂંછું. ભાઇરે! આજે તમારો પત્ર વાંચી વ્યાકુળ થઇ વ્યાકુળ પ્રાણે તે કિનારા

વગરના મહાસાગરના કર્ણધારને બુમો પાડવા લાગ્યો પણ ભાઇ ! પૂર્વની પાપ સ્મૃતિએ મને તે આનંદમાંથી વંચિત કરીને અગાધ દુસ્તર નિરાશારૂપી સમુદ્રમાં નાંખી દીધો. ભાઈ, મારૂં હૃદય ભૂગર્ભની માફક અંધકારથી પૂર્ણ છે. ગિરિકંદરાની માફક ભયાનક હિંસા દ્વેષરૂપી વ્યાઘ્ર, સર્પોનો આ ગ્રાસ છે. સર્વદા યાતના અસહ્ય છે. નિરાશાના વાયુથી સદાએ પરાજિત છું. મારા મનની અવસ્થા મારૂંજ મન જાણે. તે આનંદમય પુરૂષ તે ભાગ્યહીનના હૃદયમાં રહી દારૂણ યાતના પામેછે. ભાઇ ! સુકોમલ દેહ કંઇ આવા કઠણ હૃદયમાં વાસ કરી શકે ? તે તો દયામય રોજરોજ જોર કરી હૃદયમાં આવવા ચાહેછે. પણ આ સખ્ત સ્થાનમાં તેને આવવા દેતાં મને કષ્ટ થાયછે. તે પરમ પવિત્ર ધનને આ અપવિત્ર હૃદયમાં આવવાની ઇચ્છા થતાં પ્રાણ ધ્રુજી ઉઠેછે. ભાઇ કૃષ્ણ, ખરૂં કહુંછું કે ભાઇ, તમેજ મારી ગતિ છો. તમારીજ મારે એક માત્ર આશા અને ભરોંસો છે. રોજ રોજ તમે મૃદુ થતા જાઓ અને મૃદુ થઇ તે કોમળ ચરણ હૃદયમાં ધારણ કરો અને પછી કેવળ માત્ર આ ભાગ્યહીન મોટાભાઇને યાદ કરી મારી વાત તે દયામયની પાસે લઇ જાઓ. એટલે હું પવિત્ર થઇ વ્રજવાસને લાયક દેહ મેળવી વ્રજમાં વાસ કરી શકીશ એમાં કાંઇ સંદેહ નથી. તમે તમારા મોટા ભાઇને ભૂલી જતા નહિ. મોટા ભાઈ મહા પાખંડી હોય તોપણ નાના ભાઇનું જે કર્તવ્ય હોય તે તેણે ભૂલી જવું નહિ. મારી પાસે મારી કહેવાની કાંઇ સામગ્રી નથી. સામગ્રીમાં તમેજ. હું એ આશાએ આટલો બહુ પરિવારવાળો છું તેથી ભય પામતો નથી. હું કોઇનો બાપ, કોઇનો મોટોભાઈ, કોઇનો પુત્ર, કોઇનો નાનોભાઇ, અનેકની નાની બ્હેન થયોછું.

આટલા બહોળા પરિવારવાળો થઇ મહાપા''નું પ્રાયશ્ચિત્ત પણ હું સારી પડે સમજાંછું. પણ શું કરૂં ભાઇ, હું અતિ ગરીબ, મારા સ્વાર્થ માટે તમારા જેવા ધનીની સંગત કરવાને પ્રયત્ન કરૂછું. તમે રોજરોજ અધિક ધની થાઓ. હું રોજરોજ ગરીબજ રહું તેમાં મને કોઇપણ જાતની ક્ષતિ પણ નથી અને કોઇ જાતનું કષ્ટ પણ નથી. હું કેવળ તમને સર્વને સુખી જોઇ સુખી થઇશ અને સુખી થવાને ચાહુંછું. કૃષ્ણની ઇચ્છા કૃષ્ણજ જાણે અને એક તમે જાણો. તમે કેમ ન જાણો? તમે તે પ્રાણવલ્લભના આદરનું પાત્ર છો. તે મારો પણ સ્વામી છે પણ મારૂં હૃદય કઠિણ અને કલંકિત છે તેથી હું તેને હારી બેઠોછું. આ જગત્માં પાપી તાપી સઘળાજ તેની આગળ અતિ આદર અને સંભાળને પાત્રછે. એટલું યાદ રાખીને કોઇ પતિત ઉપર ઘૃણા કરતા નહિ. પાપી પણ તેજ કૃષ્ણના છે અને પરમ પ્રેમી પુરૂષ પણ તેજ કૃષ્ણના છે. ભાઇ કૃષ્ણ! જે ફાંસી દેનાર છે, તે શું રાજાનો નોકર નથી? જેવો મંત્રી તેવોજ ફાંસી દેનાર. પ્રભુએ જેને જે કામનો ભાર આપ્યો છે, તે કામ તેઓ કરી પ્રભુનો હુકમ પ્રતિપાલન કરે છે. ત્યારે પતિતને જોઇ ઘૃણા કેમ કરાય? ભાઇ, તેના ઉપર હસમુખો દેખાવ કરી પ્રેમથી આલિંગન કરો તો શું કોઇવાર પણ કૃષ્ણ તમારા ઉપર ગુસ્સે થશે વારૂં? કોઇ કોઇ આ વાત સાંભળીને ધ્રુજી ઉઠશે. તેઓ એમ સમજશે કે એતો પાપને ઉત્તેજન આપવા જેવું છે. પણ ભાઇ સારી રીતે નજર પહોંચાડીએ તો એ વાતની સત્યતા માલમ પડશે. ભાઇરે! સાપ જેના છે તેનાજ મનુષ્ય છે. ત્યારે કહો સાપ ઉપર રીસ કેમ રાખવી? માટે કહુંછું કે ભાઇ જે મળે તેને કહો કે કૃષ્ણનું નામ દો અને દિલ

ખોલી તેના ઉપર પ્રીતિ કરો. જે તમારી સાથે શત્રુભાવ રાખેછે તેની તરફ પ્રેમની નજરે જોવાનું શીખો ભાઇરે ! કોણ જાણે કે કયારે તેડું આવે અને ચાલ્યા જવું પડે ? પ્રભુનું નામજ પાછળ રહેશે માટે કહુંછું કે ભાઇ ! બે દિવસની પૂજા માટે મૂર્તિજ ખરી છે કે ખોટી તેનો વિચાર શું કામ કરવો ? પણ જે પાટ ઉપર મૂર્તિની રચના થઇછે અને જે ચિરકાળ સુધી રહેવાની છે તેને મજબૂત કરવી ન જોઇએ? ભાઇ, ચાર દિવસના શરીર માટે અકર્મ કુકર્મ કરી નાના પ્રકારની ખાદ્ય વસ્તુઓથી તેને પોષણ કરવા કરતાં ચિરસ્થાયી થઇ શકે તેવા કૃષ્ણ-નામને નાના અલંકારથી શણગારવું શું સારૂં નથી ? માટે કહું છું કે અન્યને માટે જીવન નિર્ગમન કરો. જેઓ તમારી નજરમાં પાપી દેખાય તેને માટે સદા આંસુ પાડો અને તે પાપીની સહાય માટે પ્રેમના પ્રભુ મારા નિતાઇની દયા માગો. સર્વદા પ્રેમ માટે તે પ્રેમમય હરિની પ્રાર્થના કરો. ભાઇ, જો જગતને સુખમય જોવાની ઇચ્છા હોય તો સુખના ઝાડ તળે બેસો અને જુઓ. નિત્યાનંદના ચરણનો આશ્રય લો—અતિ કંગાલ થઇ તેનો પદાશ્રય કરો તો કૃષ્ણ પ્રેમ જણાઇ આવશે અને પ્રેમની નજરે સર્વ વસ્તુ પ્રેમપૂર્ણ અને આનંદમય દેખાશે. ત્યારે તમે કૃતાર્થ થશો. ત્યારે સઘળી જ્વાળા શમી જશે. ભાઇ રે ! ગોપગણને જ્વાળામાંથી છોડાવવાને પ્રેમમય કૃષ્ણે દાવાનળ પીધો. તેજ કૃષ્ણનું શરણ લેવું જોઇએ. ભાઇ, સમય ચાલ્યો જાયછે. કોણ જાણે છે કે હવે કેટલા દિવસ રહ્યાછે ? હજી સમય છે-જો શરણ લઇ શકાય તો. મારૂં ભાગ્ય એવું નથી, તોપણ તમે સદા પ્રયત્ન કરશો તો કૃતાર્થ થશો. એમાં કોઇ જાતનો સંદેહ નથી. લખતાં

લખતાં પ્રાણુ ઘણો વ્યાકુળ થાયછે. માટે મૂર્ખની મૂર્ખાઇ મેં પ્રયત્ન કરીને મુકી દીધી છે. મારી સંબંધ વિનાની વાર્તાઓ સાંભળી હસી કહાડતા નહિ. મનની વાતને બીજા કોઇની સાથે સંબંધ નથી. મનની વાત મન સાથે. તેથી આજે એ એક વાત કહેવાઇ ગઇ. હું તમને લખુંછું એમ જાણી સંકોચ વગર મેં લખી મોકલ્યું છે. કૃષ્ણભાઇ, આટલું પણ જાણજો કે **પ્રેમના ભંડારની એક માત્ર અધિકારિણી પ્રેમરૂપિણી સ્ત્રી મૂર્તિઓ** છે. માટે કહુંછું કે જો કૃષ્ણ–પ્રેમે પ્રેમી થવા ચાહતા હો તો સ્ત્રી રૂપી, કન્યારૂપી, માતા રૂપી, અને ભગિની રૂપી અધિકારીગણનો આશ્રય લો. સ્ત્રીને ક્રીડા કરવાની વસ્તુ ધારી અથવા સંસારની સહાય કરનારી ગણી ઠગાતા ના. તેઓજ કૃષ્ણ–પ્રેમ દાતા. કન્યાને કન્યા ગણી ક્ષુદ્ર જ્ઞાન કરતા નહિ. સર્વને એક રૂપે જાણજો. રજાના દિવસમાં તમારી તરફ આવવા ધારૂંછું. જો ત્યાં સુધી જીવીશ તો મળીશું. નહિતો તમારી મંગળ કામના કરતો કરતો ચાલ્યો જઇશ. તેને માટે કોઇ દુઃખિત થશો નહિ. સમુદ્રમાં અનંત પરપોટા ઉત્પન્ન થાય છે અને પલકમાં તેનો લય થાયછે. હું પણ તેના જેવોછું.

તમારો

હર.

## પત્રાંક ૨૫

**શ્રી**યુત નિયોગી મહાશયનાં પત્નીને—

સ્નેહમયી માતા! પારકાં છોકરાંઓના ઉપર આપણા પોતાનાં છોકરાં જેટલી પ્રીત રાખવી એ દરેક જણની ફરજ છે. આ પ્રમાણે

કરતાં કરતાં સંસારની હદની બહાર જતાં કૃષ્ણના ઉપર પ્રીતિ કરતાં શીખાશે. પોતાને ભૂલી ગયા વગર અને પારકાના ઉપર પ્રીતિ કર્યા વગર કૃષ્ણ-પ્રેમ આવતો નથી. આટલા માટે શ્રી ચૈતન્યે સનાતનને શિક્ષા આપી છે કે:-(૧) હરિનામ પર રૂચિ (૨) જીવપર દયા (૩) વૈષ્ણવ સેવન, એ ત્રણમાંથી કોઈ પણ કરવું હોય તો પોતાપણું ભૂલી જવું જોઇશે ક્રમે ક્રમે અહંભાવ ત્યાગ કરવાથી આપણું સર્વસ્વ ધન જે કૃષ્ણ તે આપણને મળશે. કૃષ્ણ મળ્યા કે આખું જગત્ મળ્યું જાણવું, અને ત્યારે જગત્જ આપણું થવા જશે. આજે જેને ભૂલવાથી કૃષ્ણ મળ્યા છે તે કૃષ્ણ મળવાથી તેઓજ ફરી તમારા થઇને આવશે. માટે કહું છું કે મા! પ્રથમ તો અજ્ઞાનને વશ હોવાથી નિજ સ્વાર્થનો ત્યાગ કરતાં કષ્ટ થશે ખરૂં. પણ સ્વાર્થનો ત્યાગ કરતાં જેઓનો તમે ત્યાગ કીધોછે તેઓજ ફરી તમારી પાસે આવશે. માટે ચાર દિનના સ્વાર્થને માટે મનુષ્યે ચિરકાળના લાભને ભ્રાંતિમાં પડી જવા ન દેવો જોઇએ. જો કોઇ ચિરકાળ સુખમાં રહેવા ચાહતો હોય તો તેણે આંખ બંધ કરી પોતાનો સ્વાર્થ ત્યાગ કરવાનો પ્રયત્ન કરવો. જ્યાં સુધી સ્વાર્થ હોય છે ત્યાં સુધી હરિ-ભજન થતું નથી. માતા! તમે કૃષ્ણ-પ્રેમમાં ડુબેલાં રહો તે જોઇ હું સુખી થઇશ. મારાથી તો ભજન સાધન હવે થનાર નથી. સાધન માટે સમય હતો ત્યારે મેં તે નકામો કહાડ્યો છે. હમણાં તે હાથ લાગે એમ નથી. હમણા મારી સમસ્ત આશા અને ભરોંસો તમારા ઉપર છે. મારી વ્હાલી નાનીને કહે જો કે તારો મોટો ભાઇ સારી પેઠે છે. કશી ચિંતા કરે નહિ. સોનામુખાંથી કેટલાક દિવસ થયાં પત્ર નથી તેથી સર્વે કુશળ છે એમ ધારૂંછું.

વચમાં ઘેરથી પત્ર આવ્યો હતો તેમાં ઘણી ઉત્કંઠાથી પૂછાવ્યું છે કે તમે ત્યાં કયારે જશો? કૃષ્ણની ઇચ્છા જ્યારે થશે ત્યારેજ મનકામના પૂર્ણ થશે. મારી તરફની ચિંતા રાખશો નહિ મને સંભારજો મા!

તમારો

હર.

## પત્રાંક ૨૬

બાબા રાધા!

તમારા પહેલાના પત્રમાં નાનીને જરા ઠીક છે એ જાણી જેટલો હું ખુશી થયો હતો તેટલો તમારૂં શરીર સારૂં નથી એ જાણી દિલગીર થયો છું. અતિશય તાપને લીધે તમારૂં શરીર બગડયું છે. કશી ચિંતા કરશો નહિ. સઘળું સારૂં થશે. શરીર ઉપર વિશેષ નજર રાખતા રહેવું. શરીરજ સર્વ સાધનનું મૂળ છે. શરીર આરોગ્ય થયે ઇષ્ટિના ચિંત્વનમાં જેટલો આનંદ થાયછે તેટલો આનંદ રોગી શરીરે થતો નથી. એટલા માટે ઋષિગણો સમાધિથી શરીરને દીર્ઘકાળ સ્થાયી કરવાને પ્રયત્ન કરતા. તેઓ એમ કેમ ન કરે? તેમ કરી શકે તો અનેક દિન જીવી સાધન કરી શકે. એટલા માટેજ હઠયોગ, રાજયોગ, વગેરેનો અભ્યાસ કરતા. માટે કહુંછું કે બાબા, શરીરજ સાધનનું મૂળ છે. શરીર ઉપર વિશેષ લક્ષ રાખજો. યુકત આહાર વિહારને વિષે સદાએ યત્નવાન અને સાવધાન રહેવું જોઇએ. શરીર હવે ક્રમેક્રમે ક્ષયની દિશાએ જાયછે. જો પાછું જાળવી લેવાય તો હજી થોડાક દિવસ વધારે ચાલશે. આ ભયાનક સ્રોતને મુખે હવે શીઘ્ર જવાને યત્ન કરવો એ ઠીક નથી. માટે વળી કહુંછું કે

શરીર ઉપર વિશેષ નજર રાખજો. વચમાં વચમાં અટલને મળશો તો સારૂં. સમય મળે સ્થાને સ્થાને ફરજો. સારૂં ખાવા જોગ હોય તેજ ખાજો. હલકી અને ઉત્તેજક વસ્તુ ખાશો નહિ. દુધ, ઘી વગેરે દેવને ખાવા લાયક વસ્તુ ઉપર નજર ઘણી રાખજો. શાક વગેરે ફલાદિ ઘણાં ખાવાનાં રાખવાથી શરીર ઘણું સારૂં થશે અને અનેક પ્રકારે નિરોગી થવાનું મનમાં રાખશો.

પ્રાણ પ્રિય રાધા !

તમારો પત્ર મળ્યોછે. તમે એટલા બધા ચિંતાયુકત છો જાણી હું ઘણોજ દિલગીર થયો છું. એટલા ચિંતાયુકત થવાનું કાંઈ કારણ નથી. કૃષ્ણ સર્વત્ર વિરાજે છે. તે સર્વ જગાએ છે. તેની દયા સર્વત્ર છે. ત્યારે એટલો ભય કેમ રાખોછો? મારે માટે વૃથા ચિંતા કરી હૃદયને દુઃખિત કરશો નહિ. સદા કૃષ્ણનું ચિંતવન કરી દિવસ નિર્ગમન કરો. કૃષ્ણ ઘણા દયામય છે. માણસ માટે ચિંતા કરવી એ વૃથા છે. જેમ વૃક્ષના મૂળમાં પાણી સીંચવાથી તેનાં પત્ર, પુષ્પ, ડાળી ફળ એ સર્વ સ્થાનેજ જળ સીંચવા જેવું છે તેમ કૃષ્ણને વિષે ચિંતા કરેથી સઘળાની ચિંતા કરવા બરાબર છે. કેમ નહિ? તેજ મૂળ આધાર, તેજ જગતનું મૂળ કારણ છે. માટે કહુંછું કે બાબા, તેજ સર્વના આશ્રયરૂપ કૃષ્ણના ચિંતવનમાં રાત દિવસ ઉન્મત્ત થઇ સુખે કાળ નિર્ગમન કરો. કૃષ્ણ–પાદ–પદ્મને વિષે સમસ્ત હૃદય મૂકી દો. તેમ થયે ચિરકાળ સુખે રહેશો. માણસને માણસ તરીકે ચાહજો. માણસ ઠગેછે. કેમ નહિ ? તે હમણાં છે અને ઘડી પછી ચાલ્યો જાયછે. જેને આજે પ્રાણથી ચાહીએ છીએ તે કાલે તમને છોડીને ચાલ્યો જશે. જીવ માત્રજ કૃષ્ણની આજ્ઞાને અધીન

છે. તેની આજ્ઞા થયે તે વધારે રહી શકશે નહિ. અને તેની આજ્ઞા ન થયે તે જઇ શકવાનો નથી. કૃષ્ણ સ્વેચ્છામય-મનુષ્ય અને જીવ માત્ર તેની આજ્ઞાધીન-માટે કહું છું કે બાબા, માણસને માણસ તરીકે ચાહો.

તમારો

હર.

## પત્રાંક ૨૭.

**નાની બ્હેન-(નિયોગી મહાશયની પુત્રી.)**

આ વખતે મને સઘળા તરફથી પત્ર મળ્યા છે, પણ ફકત તમારા પત્રનોજ હું જવાબ લખું છું. તે ઉપરથી તમે સમજશો કે હું તમને કેટલો બધો ચાહું છું. શુષ્ક પ્રીતિ રાખવામાં મારાં કરતાં બીજો કોઇ જાણીતો નથી. જો મારી પ્રીતિની વાત સાંભળવામાં આવે તો તમને હસવું આવશે. હશે, બ્હેન, તમારા અક્ષરમાંનો એકેએક હીરાના જેવો સુંદર છે. થોડે થોડે દહાડે મને એવો આનંદ આપવાનું ભૂલશો નહિ. તમે સર્વે કુશળ છો જાણી મને ઘણો આનંદ થયોછે. સોનામુખીથી એકે પત્ર આવ્યો નથી. તમારી મોટી બ્હેન કેમ છે તે માલમ નથી. તેનું શરીર સારૂં હશે એમ સંભવતું નથી. જેઓ ઘણીજ ચિંતા કરેછે, તેઓનું શરીર ઘણું કરીને ખરાબ થઇ જાયછે. પ્રીતિથી એક પક્ષ ચિંતાતુર થાયછે. જેઓ જેટલી પ્રીતિ રાખેછે તેઓને તેટલીજ ચિંતા રહેછે. આ સંસારમાં જેઓ જેટલા રડેછે તેઓ તેટલા આનંદમાં રહેછે. આ સંસારમાં હસવું અને રડવું એ બે બ્હેનો છે. તેઓ સદાએ સાથે રહેછે.

ક્વચિત્ પણ છૂટી પડતી નથી.............બાબા રાધા ! જેઓ કૃષ્ણ નામ લેછે, તેઓ ચિરકાળ સુખમાં રહેછે. માટે કહું છું કે બાબા, કૃષ્ણનામ કદાપિ ભૂલતા નહિ. અને કોઇને પણ ભૂલી જવા દેતા નહિ. આ સંસારમાં જેઓ એકત્ર મળી કૃષ્ણનામ લેછે તેઓ-જ ખરૂં જોતાં નિજજન. એટલું હમેશાં યાદ રાખજો કે નિજજન કહેતાં સ્ત્રી પુત્ર સમજવામાં ન આવે.

તમારો

હર.

## પત્રાંક ૨૮

શ્રી ચરણેષુ—( નૃસિંહ બાબુ )

આપના કુટુંબની કુશળતાના સમાચાર જાણ્યાછે. આપનો પત્ર મળવાથી મને કેટલો આનંદ થાયછે તે તો તેજ અંતર્યામી સિવાય બીજું કોઇ જાણી શકે ખરૂં? જંગલી ફૂલ જંગલમાં ખીલેછે. તેમને તેમનો કર્તાજ જુએછે અને મનના ગર્વે કરી તેઓ કરમાઇ જાયછે અને પાછા માટીનાં ફૂલ માટીમાં મળી જાયછે. મારી દશા પણ એ ફૂલના જેવીછે. પોતે ખીલે, પોતે સંતાઇ રહે, બીજાને દેખાડી શકતો નથી. એજ મનમાં માત્ર ખેદ છે. કૃષ્ણ શું પોતે બીજાને દેખાડ-વાનો દિવસ આપશે ખરા? ઇચ્છામયની શું શું ઇચ્છા છે તે કોણ જાણેછે? જ્યારે કૃષ્ણે રત્ન આપ્યુંછે ત્યારે નિશ્ચયજ કંઠે ધારણ કર-વાનો પ્રસંગ ગમે તે દિવસ પણ અવશ્ય આપશેજ. એવો દેખાડ-વાનો વખત આવે તે પહેલાં તેડું આવે ત્યારે સાધકના શબ્દો 'ઘર-માં વિધવા રહી છે, તેને અન્ન આપો' તેમનું સ્મરણ થશે. હવે

મારૂં જીવન મારૂં નથી. કરજને લીધે બાપદાદાનું ધન વેચી નાંખ્યુંછે. આ સમયે બહુજ કંગાલ છું. સઘળાને બારણે ભીખારી. હમણાં કેવળ દયાની પ્રાર્થના કરતો દ્વારે દ્વારે રખડુંછું. મારા કૃષ્ણ ઘણાજ દયામયછે. તેની દયાની તુલના નથી. અને તેનો પાર નથી. હમણા તે દયા કરી આપના દ્વાર આગળ મને લઇ આવ્યા છે. દયામય! તમારી દયાને ધન્ય છે! હું પાપી છું તેને માટે તમને એટલું કષ્ટ? હું ગરીબ, કેવી રીતે તમારો ઉપકાર વાળીશ તે જાણતો નથી. મારામાં ભક્તિ નથી, પ્રેમ નથી; આ શુષ્ક રણ જેવું હૃદય હું તમને આપું તો તમે શું લેશો ખરા? ચિર દિન ઋણી રાખવાની તમારી ઇચ્છા છે? રાખો, મારી પણ ત્યારે તમારા ચરણે આ પ્રાર્થના છે. મહાશય લખેછે કે "તમારી કથા અનેક સ્થાને સમજી શકાતી નથી" એ કેટલેક દરજ્જે સત્ય છે. પાગલની કથા અનેક સમયે સંબંધ વગરની થઇ પડે, અને તેથી સમજી શકાય નહિ. હું મારી પોતાની વાત અનેક સમયે સમજી શકતો નથી, અને તેથી હું પોતે મનમાં ને મનમાં હસી મરૂં છું. આ શો ખેલ થાય છે તે તો તેજ જાણે. ઘણી વખતે કાંઇ સમજવાને પ્રયત્ન કરવા જતાં કિનારોજ જડતો નથી. એક તો જાતિ, કુળ, માન ખોઇ બેઠો છું તે ઉપરાંત વળી બીજું કુળ પણ હારી બેસવું તેમાં મજા પણ ખૂબ છે. દુઃખ પણ ખૂબ છે. "વિષ અમૃત એકત્ર મળેલાં છે." ઘણું મધુર! ઘણું મધુર! મહાશય! આશીર્વાદ આપો કે આ સુખદુઃખમાં ચિરકાળ ડુબેલો રહું અને બીજાને ડુબેલા રાખું. મહાશય, આ રાજ્યપથ પ્રદર્શક એક માત્ર પ્રેમમયી સ્ત્રીઓ છે; જો તેઓની સાથે ચતુરાઇ ચલાવવા જઇએ તો કોણ જાણે પ્રેમમય રાધાકુંડ દેખાડવાને બદલે ભયાનક નરકકુંડ દેખાડી દે.

હું ભ્રાંત છું. તેથી અજાણે રાધાકુંડના ભ્રમથી નરકકુંડનો આશ્રય કરી મહાદુઃખને પરમ સુખ જાણી તેમાં ડુબી રહુંછું. જે રાજ્યનો પથ હું જાણુતો નથી તે રાજ્યપથ પ્રદર્શક સાથે ચતુરાઇ દેખાડવા જતાં પોતાના ધ્વંસનું કારણ થઇ પડે.

***આપણે વગર જાણે એ પ્રેમમયીઓને ભીષણ ગરલ સમુદ્ર રૂપે બનાવી આપણે પોતે ઉત્પન્ન કરેલા વિષમાં બળી મરીએ છીએ.** મહાશય! તમે તો સારી પેઠે જાણો છો કે સમુદ્ર રત્નનો નિધિછે. ચંદ્ર અને અમૃતના કુંભનું ઉત્પત્તિ સ્થાન એ સમુદ્રજ. વળી જગત્ પ્રલયકારી અને વિષનું સ્થાન પણ છે. નારાયણના જેવા રસિક ન થયે સુધા અને લક્ષ્મી મળી શકે નહિ. શિવજીની માફક એકમાર્ગી રહીએ ત્યારે તો ગરલજ ગરલ. જેઓ રસિક છે તેઓજ આ સમુદ્રના હસવા રડવારૂપ તોફાનમાં હોશીઆરીથી ચાલ્યા જાયછે. બીજા લોકો તો ડુબી મરે. હું એવી ડોલમડોલીમાં પડેલોછું. જો કોઇ પકડી તાણી લે તો ઉદ્ધાર, નહિ તો "અનંત નરકમાં ચાલ્યો." મહાશય! જે જગોએ લાભ અને ભય બન્ને છે તે જગોએ વિજ્ઞગણ લાભની આશાનો ત્યાગ કરેછે અને એકવાર પણ તે દિશાએ પગ મુકતા નથી. શાસ્ત્ર પણ એ પ્રમાણેજ કહેછે. "મહાજનો યેન ગતઃ સ પંથા." માટે કહુંછું કે આવા સમુદ્રની ધારે જતા નહિ. અને કદી જવું પડે તો ઘણીજ સંભાળથી જવાને

---

*પુરૂષોને કેવા હાવભાવથી મોહિત કરવા એ સ્ત્રીઓને પ્રથમ વિષયાસક્ત પુરૂષોએ શીખવ્યું તે દિવસથી અમૃતમયી સુંદરીઓ વિષમયી થઈ. સૌંદર્ય વડે પુરૂષોની અધોગતિ કરવા લાગી. પુરૂષોના કર્મનો તેમના ઉપર પ્રત્યાઘાત થયો. સ્ત્રીઓની અવનતિ કરતાં સાથે તેમની પણ થઈજ.

ભાષાન્તર કર્તા.

બનતો પ્રયત્ન કરવો. નાવિકની ખુશામત કરવી જોઇશે કે તે રસરાજ નાગરના દેશમાં પહોંચી જવાય; નહિતો તરતાં તરતાં ખારૂં જળ પીવાઇ જતાં પેટ ફાટી જશે. મારૂં પેટ ફાટફાટ થયાં કરેછે, તોપણ મારાથી સાવધાન રહેવાતું નથી. તમને ડાકટર જાણી શરણાગત થયોછું. દયા કરો. તમારી હોડી મજબુત છે તેવાજ તમારો નાવિક કુશળ છે. તમે બરાબર સાવચેતીથી હોડીમાં બેઠાછો. કોઇ પ્રકારનો ભય નથી. મારે તો બન્ને ખરાબ છે. નૌકા ફુટેલી, અને નાવિક મૂર્ખ અને એકદેશદર્શી. હું જાણી જોઇને ચઢયોછું અને દરેક ઘડીએ ડુબીશ ડુબીશ થાયછે. એ ભયમાં કેવળ ડુબવાની પહેલાંજ બચવાની કોશીશ કરૂંછું. તે પણ ભ્રમ માત્ર. એવા સમુદ્રમાં ડુબતાને તૃણ પણ આશ્રયરૂપ ગણાયછે. મારી પણ અવસ્થા હમણાં ઘણું ખરૂં એવી છે. કોણ જાણે પ્રેમમયી મને પ્રેમ નજરથી જોશે કે મને ડુબતો જોઇ હસશે? તે તો તેઓ જાણે. મારે અદષ્ટે તો છેલ્લી વાત છે. મહાશય! આ પ્રમાણે હસતાં હસતાં ડુબાડી નાંખતાં અને ખેલ કરતાં કોઇને આવડતુંજ નથી. જેવી તેઓ મૃદુ છે તેવીજ કઠણ છે. શાસ્ત્રમાં કહ્યું છે કે "વજ્રાદપિ કઠોરાણિ, મૃદૂનિ કુસુમાદપિ" એ વાત આ દૃષ્ટાંતમાં સારી બેસતી આવે છે. એઓના જેવી અદ્‌ભૂત બળશાળી શક્તિ બીજી કોઇ નથી. ત્યારે તેઓને ચરણે ફક્ત આજ નિવેદન છે કે ઉંદર મારી હાથ ગંધાવ્યા કરવા એમાં શું વીરત્વ છે? મહાશય! જ્યારે હું તેઓ વિષે વિચાર કરવા જાઉંછું ત્યારે હું સર્વ ભૂલી જાઉંછું અને શું સાંભળું છું તે કાંઇ યાદ રહેતું નથી. આ ભયાનક આવર્ત્ત વિષે વિચાર કરતાં ભયથી દિગ્મૂઢ થઇ ગયુંછું. નિતાંત ભય પામીને હું સ્વયં ભયનેજ શરણે જાઉંછું.

જોઉં તે શું કરે છે ? મહાશય ! આ વાતથી હું ગાંડો થઇ ગયોછું અને બીજી કોઇ દિશાએ એક પગલું ભરવાનું મન થતું નથી. ત્યારે એ દિશાએ પણ ઘણું ખરૂં ક્ષુધાને સમયે અંદર જવું પડે છે તેથી મારા મનના વલણ પ્રમાણે હાથને વશ કરી લીધાછે. અને હાથના વલણ પ્રમાણે મન વશ કર્યું છે. જ્યાં સુધી મળવું થયું નથી ત્યાં સુધી મળવાની આશા મટતી નથી અને તે મને છોડતી નથી. "ક્ષણિક સુખ માટે મેં કૃપણ દુર્જનની મિથ્યા સેવા કરી" મારી અવસ્થા એજ મુજબ થઇ છે........હવે હું રજા લઉં છું. હાથ ચાલતા નથી. દયા રાખજો.

ક્રીત દાસ

હુર.

## પત્રાંક ૨૯

બાબા રાધિકા.

તમારો પત્ર મળ્યો છે. બાબારે !—

"કાનુ સાથે પ્રીતિ કરવાને અધિક ચતુરાઇ જોઇએ છીએ"

વળી પણ યાદ રાખજો.—

"ચિત્ત અતિ વ્યાકુળ થએથી ધર્મ અને શરમ જતાં રહેછે." માટે કહું છું કે બાબા, ધીર પુરૂષની માફક ચાલતાં કાનુ સાથે પ્રેમનો અનુભવ થાયછે, નહિતો બહુ કષ્ટકર થઇ પડેછે. પૂર્વરાગ ખરેખરજ બહુ કષ્ટ કરેછે. એક રીતે અસહ્ય છે. પણ તેથી અસ્થિર થવું ન જોઇએ–ધીરા થવું જોઇએ. મહાજનો કહી ગયા છે કે "હરિ એક હીરો છે. સ્થિરતામાં કે અસ્થિરતામાં, તે ફક્ત ધીર પુરૂષોજ જાણેછે.

માટે કહુંછું કે બાબા, એટલા ઉતાવળા થવું નહિ. સ્વામી માટે સ્વામી સોહાગિની સદાએ રડયા કરે, પણ તેથી વડીલોના ઉપહાસથી શું તે ભય પામતી નથી? આટલા બધા ભયને લીધે પ્રાણની અત્યન્ત વ્યાકુળતાને ઢાંકવી પડેછે માટે કહું છું કે બાબા, તું તેને ગુપ્ત રાખ. ઢાંકણું રાખીએ તો પાણી તાકીદથી ઉકળેછે એ તમે રોજ જુઓછો. ત્યારે બાબા કેમ તમે ઢાંકણું નથી રાખતા? ગુપ્ત રાખો. ઢાકણું રાખેથી કાચું હોયછે તે સમયે સમયે પાકું થાયછે અને સુમિષ્ટ થાયછે. માટે કહું છું કે બાબા! ઢાંકણું રાખો.

**પ્રાણ પ્રિય રાધા.**

તમારો મિષ્ટ પત્ર મળેથી પ્રાણ અને મન આનંદથી ભરાઇ ગયા. એક વાત યાદ રાખો. તમે પોતાને એટલા અતિપાતકી ગણશો નહિ. જેઓએ કૃષ્ણ-નામ લીધુંછે તેની પાસે પાપ જતાં ભય પામેછે. એકવાર માત્ર કૃષ્ણ-નામ લીધાથી સુદર્શનચક્ર સદાએ તેની ચારે દિશાએ રક્ષા કરેછે. એ પ્રમાણે કૃષ્ણ પોતે તેનું રક્ષણ કરેછે. ત્યારે કહે, જોઉં શી રીતે પાપ પાસે આવી શકેછે? તેને મૃત્યુનો ભય નથી? માટે કહુંછું કે કદી પણ આ પ્રમાણે મનમાં વિચાર લાવી કૃષ્ણના મનને દુઃખવતા નહિ. જેમ કોઇ સ્વામી પોતાની સ્ત્રીને પ્રાણ જેટલી ચાહે અને તેજ સ્ત્રી સદાએ "મરી જાઉં છું, મરી જાઉં છુ" એમ કરી અનર્થક સ્વામીને કષ્ટ આપે, તો એ વાત મનમાં વિચારી જુઓ કે તે સ્વામીના મનને કેટલું કષ્ટ આપેછે? તે પ્રમાણે તમારા જેવા ભક્તગણ પોતાને પાપી ગણે છે તેથી કૃષ્ણને ઘણું કષ્ટ થાયછે માટે કહુંછું કે એ પ્રમાણે કરશો નહિ.

**પ્રાણપ્રિય રાધા.**

તમારો પત્ર વાંચી અત્યંત પ્રસન્ન થયોછું શ્રીકૃષ્ણ તમને

સર્વ પ્રકારનાં સુખ આપશે. મારૂં અંતઃકરણ તમને મળવાને તલપે છે. તે શુભ દિવસ કોણ જાણે ક્યારે આવશે ? તમારાં બાળકો સુખી જાણી ઘણો આનંદ. **શ્રીકૃષ્ણ** તમને સુખી રાખો. તમારા ઉત્સાહ અને પ્રયત્નથી મારા સરખા પાપાત્માને પણ **શ્રીકૃષ્ણના** ચરણકમળમાં આશ્રયસ્થાન મળવાની આશા રહેછે. તમે **શ્રીકૃષ્ણને** પ્રાણતુલ્ય પ્રિય છો અને તમારો દેહ તેમનો છે. તમારા સમાગમથી ખરે મારૂં ઘણું કલ્યાણ છે. મારા મનમાં ઉદ્ભવતી લાગણી શબ્દોવડે દર્શાવાય એવી નથી તેમ મારામાં સામર્થ્ય પણ નથી તેથી મૌન ધારણ કરૂં છું.

જ્યારે **પ્રભુના** નામ ઉપર વિશ્વાસ દૃઢ થાયછે અને નામ કૃષ્ણ સ્વરૂપ છે એવું જ્યારે બરાબર સમજાય છે ત્યારે જન્મ મરણનાં દુઃખોને ઉત્પન્ન કરનાર ભવરોગનો નાશ થાયછે. તો માત્ર આ દેહનાં દર્દોની વાતજ શી? એકાન્તમાં જ્યારે આ મધુર નામનું ઉચ્ચારણ થાયછે ત્યારે નેત્રમાંથી સહસા આનન્દનાં અશ્રુનો પ્રવાહ વહેવા માંડેછે. સ્નેહનું અને કામનું સ્થાન એકજ છે. સ્નેહનું સ્થૂલ સ્વરૂપ તે કામ. શુદ્ધ, ગંભીર સ્વરૂપ તે પ્રેમ. સુવર્ણ અને લોહ બેઉ ધાતુ છે, પણ તેમની કિંમત અને વર્ણમાં ઘણો ફરકછે. કામ અને પ્રેમ વચ્ચે એટલુંજ અંતર છે. એક લોહ તુલ્ય છે અને બીજો સુવર્ણ તુલ્ય છે. પ્રેમની ઉપમા પ્રેમનેજ આપી શકાય. પ્રેમનું ફળ તે પ્રેમજ અને પ્રેમનો સ્વાદ તે પ્રેમનોજ સ્વાદ. જેના પાનથી અમરત્વ મળેછે અને જેનું પાન કરી દેવગણો અમર થયાછે અને જેના માધુર્યની પ્રશંસા અનેક સ્થળે થઇછે તે અમૃતનો સ્વાદ પ્રેમના સ્વાદ આગળ મોળા પાણીના જેવો છે. માટે પ્રેમની ઉપમા પ્રેમનેજ અપાયછે. જે પ્રેમ પ્રેમસ્વરૂપ **શ્રીહરિ**ને બંધનમાં નાખવા સમર્થ છે તે પ્રેમનો શું જગત્માં જોટો છે ?

પ્રેમના આકર રૂપ **શ્રીકૃષ્ણુને** પોતાને પણ પ્રેમની સાથે સરખામણીમાં મૂકી ન શકાય. આ પ્રેમનો સ્વાદ ચાખવા માટે વિશ્વાત્મન્ શ્રીકૃષ્ણે **શ્રીગૌરાંગ** નામ ધારણ કરીને સજળ નેત્રથી શહેરે શહેર અને ઘેર ઘેર રટણ કર્યું હતું. જે વસ્તુથી **શ્રીહરિ** પોતે ઉન્મત્ત થાય છે તેનું નામ પ્રેમ. એક વિદ્વાન પ્રેમનું સ્વરૂપ નીચે પ્રમાણે સમજાવેછે:—" પ્રેમ **શ્રીકૃષ્ણુને** અને તેમના ઉપાસકોને નચાવેછે; તે પોતે પણ નૃત્ય કરેછે, ત્રણે એકજ સ્થાનમાં એકમેક બની નૃત્ય કરેછે." માટે પ્રેમ તે પ્રેમજ. **શ્રીકૃષ્ણ** તમને એવા પ્રકારના પ્રેમનું દાન કરો અને તે જોઇ હું ઘણો સંતુષ્ટ થઇશ. આ અમુલ્ય રત્નની પ્રાપ્તિ **નામ**[1] રૂપી સમુદ્રના મથનથીજ થાયછે. બીજે કોઇ પણ ઠેકાણે તે મળી શકતું નથી. **શ્રી ભાગવતમાં** વારંવાર કહ્યુંછે અને ત્રણવાર પુનરુક્તિ કરીને અતિશય ભાર દઇને કહ્યુંછે કે કલિયુગમાં નામ એજ મુક્તિનો માર્ગ છે; **નામ** સમુદ્રનું નિરંતર મંથન કરજો અને તમને જરૂર રત્નની પ્રાપ્ત થશે. નિઃસંદેહ રહેજો. તે મળ્યાથી તમારૂં પોતાનું શ્રેય થશે એટલુંજ નહિ પણ તમારા પૂર્વજો અને અનુજો સર્વનું કલ્યાણ થશે. દેહ માટે ચિંતા રાખશો મા. સારૂં કે માઠું ગમે તેવું હશે તોપણ તે એક દિવસ લુપ્ત થશે. અમૃતની સહાયથી પણ દેવતાઓ દેહના દુ;ખોથી મુક્ત થઇ શકયા નથી.

વ્યાધિ શરીરને વળગેલાજ છે. ત્યારે શાને ડરો છો ? કૃષ્ણુનો દેહ કૃષ્ણુનેજ સોંપી દો તેની મરજીમાં આવે તેમ કરે. તમોગુણ અને

---

[1] हरेर्नाम हरेर्नाम हरेर्नामैव केवलम् ।
कलौ नास्त्येव नास्त्यवे नास्त्येव गतिरन्यथा ॥

રજોગુણની વૃદ્ધિ કરે એવાં દ્રવ્ય ખાશો નહિ. મિષ્ટ પદાર્થ ખાજો. અતિ અલ્પ અને અતિ ઘણો આહાર એ બેઉ ત્યાગ કરવા જેવાં છે. આહાર વિહારને યોગ્ય હદમાં રાખવા પ્રયત્નશીલ થજો. તેમને નિયમમાં રાખવાથી તમારૂં શુભ થશે. કોઇ પણ વિષય ઉપર બહુ વિચાર્યા ન કરો. જો કોઇ કાર્ય કરતાં તમને ભય લાગતો હોય તો તે કાર્યનો વિચાર કરતાં પણ ભય રાખજો. તમારાથી જે કાર્ય થયું હોય તે કદી છુપાવતા ના. જે કાર્યના સ્મરણથીજ મનને વ્યથા થતી હોય તેવા કાર્યથી બહુજ દૂર રહેજો; જે કાર્ય પ્રકટ કરાય એવુ ન હોય તો તેનો ત્યાગ કરજો. છતાં પણ સર્વ મનુષ્ય જો તમારા જેવાં હોય તો આ જગત્ છોડી સ્વર્ગની વાંછના કોઇ ન કરે. અત્યંત સ્નેહમયી માતાજી !

માતુશ્રી ! પ્રકૃતિ વિષે હું શું જાણુંછું કે તમને લખી શકું? અતિશયોક્તિ તો શું પણ તેના ગુણ અને શક્તિની રૂપરેખા દોરવા પણ કોઇ સમર્થ નથી. તમારાપર મારો સ્નેહ છે કેમકે મને સ્નેહ કરવો ગમેછે; કાંઇ તમારા ગુણનું મને જ્ઞાન નથી. તમને જાણવા કોઇ સમર્થ નથી. જો કોઈ હોય તો માત્ર શ્રીકૃષ્ણજ છે. તેનેજ પોતાની પ્રકૃતિના સામર્થ્યનું જ્ઞાન છે. હું તો માત્ર એટલુંજ જોઇ શકુંછું કે જગત્માં જે કાંઇ પ્રકટ છે તે સર્વના આકરરૂપ તમે છો. તમે ઉત્પન્ન કરી પાલન કરો તો જગત્માં કોઇ હોવું સંભવે નહિ, માટેજ મે તમારો આશ્રય લીધોછે. જગત્માં કોઇ પણ વસ્તુ ખરેખરૂં અસ્તિત્વ ધરાવતી હોય તો તે માત્ર શકિતછે. માતા ! હું પુરૂષ છું એવું અભિમાન હું ભલે ધરાવું તોપણ ખરી રીતે હું પ્રકૃતિજ છું અને અન્ય હોઇ શકુંજ નહિ. મા ! સુવર્ણ, રૂપું,

હીરા, માણેક, સર્વે પૃથ્વીથી પૃથક્ વસ્તુ નથી. તેમ તમે, હું, શ્વાન, બિલાડી, વૃક્ષ, પત્ર, જીવજંતુ જે સર્વે પ્રકટ સ્વરૂપમાં દેખાયછે તે પ્રકૃતિજ છે. આ મહા પ્રકૃતિ સાથે એક અદ્વિતીય પુરૂષ જે **શ્રીકૃષ્ણ** છે, તે નિરંતર રાસ રમી રહ્યાછે. આ રાસ શાશ્વત અને અનાદ્યનંત છે. એને **મહારાસ** કહેછે. અદ્વિતીય પુરૂષ શ્રીકૃષ્ણ પ્રકૃતિ સાથે વિવિધ પ્રકારે નિરંતર રમણ કરી રહ્યાછે. એ મહારાસ કદી વિરામતો નથી અને વિરામશે નહિ. એનું રહસ્ય શોધવા માટે બ્રહ્મા અને શિવજી પણ વિચાર સાગરમાં ડૂબી રહ્યાછે. **શ્રીકૃષ્ણ** વિના કોઇ એનો ભેદ કળી શકે તેમ નથી. આ ભેદી રમતનુ પ્રયોજન પણ **શ્રીકૃષ્ણ** અને **શ્રીરાધિકાનેજ** માલમ છે. બીજાને તદ્દન અગમ્ય છે. તોપણ મા ! માઠું ન લગાડશો. તમે તમારી રમતનું રહસ્ય સમજોછો, અને તમે જેને સમજાવો તેઓજ સમજી શકે છે. અન્યને તો અગમ્યજ રહેવાનું.

તમારો

હર.

## પત્રાંક ૩૦

મારા પ્રાણસમ બન્ધુ **અટલ** !

મારાં માતાજી ( **અટલ બિહારીનાં** પત્ની ) મંદવાડમાંથી સાજા થયાના સુસમાચારયુક્ત પત્ર વાંચી મને જે આનંદ થયો છે તે માત્ર અંતર્યામીજ જાણે છે તમારા પત્રમાં અદ્ભૂત મનોરંજક શક્તિ હોવી જોઇએ નહિ તો મારૂં મન આનંદને લીધે આટલું બધું અસ્થિર કેમ થાય? આનંદના નિર્ઝર રૂપ **શ્રીકૃષ્ણના** અનન્ય ભકતો પણ આનંદમય હોયછે.

મારા ઉપર તમે નિરંતર દૃષ્ટિ રાખજો. તમે મને તમારી સમિપ રહેવા દેતા નથી તેથી કરીને હૃદયમાંથી મને બહાર કાઢશો નહિ. બન્ધુ ! તમને જુની વાર્તાનું સ્મરણ હજી છે તેથી ઘણો હર્ષ થાય છે પણ તેથી કરીને શા માટે તમને ગ્લાનિ થવી જોઇએ ? પ્રિય અટલ ! યમુના ઉંડા મહાસાગર તરફ સ્વાભાવિક રીતે વહે છે; તેના પ્રવાહમાં અંતરાય કોઇથી કરી શકાય ? મહાસાગરના અતિ પ્રબળ આકર્ષણ સામે નાની સરિતા શું ટકી શકે ? એ આકર્ષણના બળથી તેના મૂળ જનક મહાસાગરમાં ઠલવાઇ તેમાં સંપૂર્ણ રીતે ઓતપ્રોત થાયછે. યમુનાના પ્રવાહને નીચે જતો અટકાવવાને શો ઉપાય છે ? તેને માટે બે માર્ગ છે; એક તો મહાસાગરને શાંત કરવો. જો મહાસાગરની ભરતી ઓટને કોઇપણ રીતે અટકાવાય તો નદી જે સાગરમાંથી ઉત્પન્ન થાય છે તેના ભરતી ઓટનું પણ શમન થઈ શકશે. પણ બન્ધુ ! સૂર્યનાં કિરણથી મહાસાગરનું પાણી વરાળ રૂપે ઉંચે ચડેછે અને ત્યાં વાદળાં બંધાય છે તેથી સાગરના પાણીનો સમૂહ ઓછો થાય છે; પણ વળી વાદળાં વરસાદ બની તૂટી પડે છે. તેથી નદીઓ ભરાઇ જઇ વહેવા માંડે છે. માટે સાગરના ભરતી ઓટનો અટકાવ કરવાનું કામ અતિશય દુર્ઘટ છે એટલુંજ નહિ પણ તદ્દન અશકય છે. તેજ કારણથી નદીના પ્રવાહને આ રીતે અટકાવવાનું કામ પણ અસંભવિત છે. બીજી રીત પ્રમાણે નદીના સ્વાભાવિક પ્રવાહનો વિરોધ કરવાની ,જરૂર નથી. માત્ર સાગરમાંથી ઉત્પન્ન થનાર નદીને સાગરમાં ફરીથી ભળી જતીજ અટકાવાય તો બસ છે. એ પરિણામ પ્રવાહની દિશા ઉલટાવીને સાધી શકાયછે. માત્ર વંશીધરની વંશીના સ્વરના પ્રભાવથીજ તેમ થઇ શકેછે. શ્રીકૃ-

ષ્ણુનો વંશીરવ સાંભળતાં યમુનાનો પ્રવાહ ઉંચાણ તરફ વહેવા માંડેછે. તેમ થવાથી વિનાશમાંથી બચેછે. આ સ્વાભાવિક રીત સર્વ પ્રાણી માત્રને લાગુ પાડી શકાયછે. મહાસાગર રૂપ વિશાળ પ્રકૃતિમાંથી તેમની ઉત્પત્તિ થઇ હોવાથી તેઓ સ્વાભાવિક રીતે પ્રકૃતિ તરફ ખેંચાયછે. તેઓ હમેશ અસ્થિર રહેછે. અસ્થિરપણું એજ તેનો ગુણ છે અને એજ જગતનો મહા નિયમ છે. આ કારણથી, બન્ધુ ! પ્રાણીઓ સ્થિર, શાંત રહી શકતાં નથી. અહો પ્રકૃતિ ! તારૂં સ્વરૂપ ઘણું મોટું છે. તારાં હાસ્ય અને અશ્રુની સાથે વિશાળ જગતનાં ચેતન અને અચેતન સર્વ પ્રાણીનાં હાસ્ય અને અશ્રુ ભળેલાં છે. ધન્ય છે તારા બળને અને તારા કાર્યને ! બન્ધુ અટલ ! સંસાર રૂપી અનન્ત, અમર્યાદ મહાસાગરમાંથી બચવાનો માત્ર એકજ માર્ગ શ્રીકૃષ્ણની વંશી છે. તે ખુદ પ્રકૃતિને પણ ગતિ અને ક્રિયાહીન કરવા સમર્થ છે. સૃષ્ટિના આદિ કારણ પ્રકૃતિને ચરણે શિર નમાવી વંશીના મધુર રવ તરફ, બન્ધુ ! આપણે લક્ષ આપવું જોઇએ. જે વંશી નિરંતર વાગેછે અને જેને ગોપીકાગણ આનંદપૂર્વક શ્રવણ કરેછે, તેનું ગાન કદી વિરમતું નથી. પરંતું ગોપી સિવાય અન્યથી એ વંશીરવ સાંભળી શકાતો નથી. એજ ગીતધ્વનિ સાંભળી કવિ જયદેવ લખેછે કેઃ—

"नाम समेतं कृत संकेतं वादयते मृदु वेणुम्" ઇત્યાદિ (ગીત ગોવિંદ સર્ગ ૯) બન્ધુ ! એ મુરલીનો ગીતધ્વનિ અવિરત છે. પ્રકૃતિને પૂર્ણ રીતે અધીન થશો તો એ ધ્વનિ સાંભળી શકશો. આપણું એવું ભાગ્ય કદી થશે ? ક્રીડાસક્ત વૃજવાસીઓ ! કૃપાદૃષ્ટિ કરશો ? ઇરાદા પૂર્વક એ મહાસાગરને કદાપિ હલાવશો ના. તેના અતિ અલ્પ હલન ચલનથી સેંકડો પ્રૌઢ જહાજ ઘાસની માફક ડૂબી જાયછે.

પ્રકૃતિ રૂપી મહાસાગરને સ્હેજ પણ છંછેડયાથી કોટિ કોટિ મનુષ્યોનો વિનાશ થયોછે. કૃષ્ણ અમારૂં રક્ષણ કરો ! પ્રકૃતિ ! સાનુકુળ થા. જે રમત રમવા આ ભયાનક અગાધ મહાસાગરમાં મેં ઝંપલાવ્યું છે તે રમત હું રમી જાઉં તો કેવું સારૂં ?

રામાનંદ શ્રી ગૌરાંગ મહાપ્રભુને શરણે આટલાજ માટે ગયા તે તમે બરાબર જાણોછો:—

" તમારી આ ભૂલ ભૂલામણીમાં કોણ પોતાના મનની સમતોલ સ્થિતિ સાચવી શકે ?" પ્રકૃતિ રૂપી સાગરમાં સમતોલ રહેવું ઘણું કઠિણ છે. અધિનતા પૂર્વક પ્રકૃતિને શરણે રહી તેના અને અખિલ જગત્‌ના નેતા અને સ્વામીની કૃપા માટે નિરંતર પ્રાર્થના કર્યાથી ડગમગ્યા વગર રહી શકાય એમ છે. પ્રકૃતિ ગમે તે રૂપમાં પ્રકટ થાય પછી ભલે તે સ્વરૂપ પશુ, પંખી કે જીવજંતુંનું હોય, તોપણ તેના પ્રત્યે ભક્તિની નજરે જોવું જોઇએ. ઘીમાં બોળેલાં ઉનનાં કપડાં સર્વાંગે ઓઢી, અગ્નિ વચ્ચે મોજથી રહેવાની આશા રાખવી અને પ્રકૃતિ રૂપી મહાસાગરમાં સ્થિરતા સાચવીને રહેવું એ એકસરખું અશક્યછે. હે પ્રકૃતિ ! ધન્ય છે તારા પ્રભાવને ! એ બળ જાણીનેજ જયદેવે લખ્યું છે કે:—

कंसारिरपि संसारवासनाबद्धशृंखलाम् ।
राधामाधायहृदये तत्याज व्रजसुन्दरीः ॥

पुरुषःप्रकृतिस्थोऽपिभुङ्क्ते प्रकृतिजान् गुणान् भ० गी०

તો બીજાની શી વાત કરવી ? ભાઇ ! જ્યારે સચ્ચિદાનંદમય પરબ્રહ્મ પણ પ્રકૃતિ–સમુદ્રમાં પડી ડુબકાં ખાયછે ત્યારે આપણે તો કેવળ ક્ષુદ્ર જંતુઓ છીએ માટે ભાઇ ! આપણે એ મહા પ્રકૃતિ

તરફ હમેશાં ભય અને ભક્તિ પૂર્વક જોવું જોઇએ. એ પ્રકૃતિની કૃપા વડે એક વેળા પરમાત્માનાં દર્શન કરવા સમર્થ થઇશું. આ મારી કન્યા અથવા પત્ની અથવા ભગિની છે એવા જ્ઞાનથી પ્રકૃતિ તરફ જોઇ છેતરાશો નહિ. પ્રકૃતિ માત્ર પ્રણમ્ય છે. શ્રીમતી રાધા-રાણીજીની કૃપાથી તમે રાધાકુંડના ગુણ (પ્રેમ અને ભક્તિ) પ્રાપ્ત કર્યાછે તે જાણી હું આનંદમગ્ન થયોછું. તમને ધન્યવાદ ઘટેછે, અને તમારા સમાગમથી હું પણ ધન્ય થયોછું. ભાઇ ભગવાન! મારાં માતુઃશ્રીને મારા પ્રણામ કહેજો. વિનંતિ કરજો કે આ અધમને પોતાના ચરણથી દૂર ન કરે. એમના ચરણાગ્ર એજ પરમ નિર્ભય સ્થાન છે. એ દુર્ગમાં ચિરકાળ વાસ થશે તો કોઇ સકોપ દૃષ્ટિ કરી શકશે નહિ. માતાજીને મારા પ્રણામ કહેજો અને એમને સંપૂર્ણ આરામ થયાના સુસમાચાર પાઠવી મને પ્રસન્ન કરજો. બં-દ્યોપાધ્યાય અને તેમનાં સહ ધર્મિણીને મારા પ્રણામ પહોંચાડજો. તમને ધન્યછે. તમારી તુલના નથી. મારું સ્મરણ રાખજો. મને અતિ દીન જાણી વિસ્મરણ ન કરશો. નંદકુમારને મારો સ્નેહ આ-પજો. પ્રાણપ્રિય શારીને મારો સ્નેહ અર્પી કહેજો કે હું પણ ઘણો દર્શનાભિલાષી છું તોપણ કાર્ય માત્ર સમયને અધીન છે. યોગ્ય સમયે ઇચ્છા પરિપૂર્ણ થાયછે. કોઇપણ વિષયમાં વાસના ન રાખવી એજ કર્તવ્ય છે. વાસના એજ બન્ધનનું કારણ છે. માત્ર શ્રીકૃષ્ણ સંબંધીય સમસ્ત વાસના મુક્તિનું કારણછે. શારીને આ-ગળ વધવાને પ્રોત્સાહન આપજો, અને કહેજો કે મારા ઉપર નજર રાખે પ્રાણસમ પ્રિય બન્ધુ ભગવાન! તમારો આ વખતનો પત્ર એક પ્રકારના અપૂર્વ આનંદથી ભરેલો હતો. તેની માદકતાના બળથી

મારાં મન, પ્રાણ ઉન્મત્ત બની ગયાંછે. અને નિરંતર એમ થાય છે કે મારાં કલુષિત શરીરને પવિત્ર કરવાને તમારા પવિત્ર દેહને આલિંગન કરૂં. સદ્‌ભાગ્યે કોઇ વાદળી ન્હડી આવેછે તો દુર્દૈવથી તે ઉડી જાયછે. જેઓ સ્નેહી છે તેઓ શા કારણથી આમથી તેમ ધકકેલાતા હશે? હૃદયમાં કોટિ કોટિ નવનવીન તરંગ રોજ ઉત્પન્ન થાયછે; કોટિ કોટિ નવનવીન ભાવ જાગેછે; જોવાની અને જોવડાવવાની ઇચ્છા કેમ તૃપ્ત થતી નથી? તમારા મુરલીધરને શુ વિરહ વેદના પ્રિય લાગેછે? મારી પાસે તે રહેતા નથી અને તેમની પાસે મને રહેવા નથી દેતા. શું કારણ હશે? હું પાપી છું તેથી? ત્યારે તમારા જેવાનો મને સમાગમ શા માટે થયો હશે? તમારા કૃષ્ણને કહેજો કે તમારા આ હતભાગ્ય બંધુને પારકો ન ગણે. તમે જયારે કૃપા કરીને મને આપનો પોતાનો માનોછો ત્યારે તમારા ત્રિભંગીને એટલી વિનંતિ નહિ કરી શકો કે મને પોતાના સેવકમાં ગણી કૃતાર્થ કરે. હું તો કેવળ કુપાત્ર છું; માત્ર તમારોજ વિશ્વાસ અને આધાર છે; તમારા ગુણથી અને સહાયથી જો હું કૃતાર્થ થઇશ તો હું જીવન સફળ ગણીશ એવો શુભ દિવસ મારો કયારે આવશે?

"कबे सुदेवी सखी" ઇ૦(હે સુદેવી સખી કયારે ઇ૦)એ કડીમાં વર્ણવેલો દિવસ શું મારા ભાગ્યમાં લખ્યો હશે? તમેજ જાણો. રાધાકુંડમાં (પ્રેમ અને ભક્તિ) સ્નાન કર્યાથી જે માનસિક પરિવર્તન થાય છે તેની શી વાત કરવી? એ કાંઇ સાધારણ પરિવર્તન ન હોય. અનંત તપશ્ચર્યાથી પણ જે સિદ્ધ થઇ શકતું નથી તે માત્ર એકવાર રાધા કુંડમાં ડુબકી માર્યાથી સધાય છે. તમને યાદ તો હશે કે શ્યામ વર્ણ

શ્રીકૃષ્ણે એકવાર રાધાના વિરહથી વ્યાકુળ થઇ રાધાકુંડમાં ડુબકી મારી, કેટલીક ક્ષણ પછી કુંડ ઉપર આવીને જુએ છે, તો પોતાનું અતિ સ્યામ સ્વરૂપ પલટાઇ જઇ સુવર્ણ રંગી બન્યું છે. તે ઉપરથી પોતે વિદેશી મહિલાને વેશે શ્રીમતી પાસે જઇ શકયા. જયારે રાધાકુંડમાં સ્નાન કર્યાથી તમારા શ્યામવર્ણ શ્રીકૃષ્ણને ગૌર વર્ણની પ્રાપ્ત થઇ ત્યારે તમારા મનની આ પવિત્રતા અને તજ્જન્ય નૂતન ભાવ ઉત્પન્ન થાય એમાં આશ્ચર્ય શું ? જે રાધાકુંડના સ્પર્શ માત્રથી શ્રીગૌરાંગ મહા પ્રભુજી આનંદ અને પ્રેમથી પુલકિત થઇ મુર્છિત થયા હતા, તેમાં સ્નાન કર્યાથી અપાર આનંદનો લાભ થાય એમાં શી નવાઇ ? જેના સ્મરણ માત્રથી પ્રાણ અને મન વ્યાકુળ થાયછે અને પુલકાવલિથી શરીર પૂર્ણ થાય છે તેના સ્નાનનો પ્રભાવ કોને વિદિત હશે ? ભાઇ હરિ ! ધન્ય છે તમને કેમકે તમે રાધાકુંડ-વિહારિ શ્રીહરિના નિત્ય સહચર છો. હું : હતભાગ્ય રાધાકુંડની વાત શું જાણું ? ભાઇ ! રાધાકુંડમાં સ્નાન કર્યા પછી પણ નામ-જપમાં તથા પાઠમાં તમારૂં ચિત્ત શા કારણથી પરોવાતું નથી તેનું કારણ હું કેમ જાણી શકું ? તે તો તમેજ જાણો. હું કેવળ અજ્ઞાન તોપણ અહંકારથી ઉન્મત્ત! મારા સરખા અજ્ઞાન જીવ આગળ એવી જિજ્ઞાસા કરવી સારી નથી. તમારા ખેલ તમે જાણો અથવા જે તમારા છે તે જાણે. બીજું કોણ જાણે ? તોપણ ભક્ત-માળ નામના ગ્રંથમાં ગોવિન્દ ચરિતમાં એક ગીત છે. તેનો અર્થ હું જાણુતો નથી. માત્ર વાંચ્યું છે. તે નીચે પ્રમાણે:—

ભજરે મન, શ્રીનન્દનન્દન અભય ચરણારવિન્દરે
શ્રવણ, કીર્તન, સ્મરણ, વન્દન, પદસેવન દાસ્યરે,

સખી જન સેવન, આત્મનિવેદન, ગોવિન્દદાસ અભિલાષરે"
ભજરે. ઈત્યાદિ.

તમારૂં ચિત્ત નામ જપમાં તથા પાઠમાં શા માટે પરોવાતું નથી તેનું કારણ તમે આ ઉપરથી સમજ્યા તો હશો. બાળક મોટું થયા પછી શું તે માતાના દૂધ ઉપર નિર્વાહ કરી શકેછે? આહારના પરિવર્તનની સાથે મનના ભાવનું પરિવર્તન થવા માંડેછે. મને લાગેછે કે તમને પણ તેમજ થયું છે. બન્ધુ હરિ! પ્રાણ અટલ! માન્યવર બન્દોપાધ્યાય! શ્રીમતી રાધાએ પ્રથમ વેણુનાદ શ્રવણ કર્યો. પછી શ્રીકૃષ્ણનું નામ સાંભળ્યું. ત્યાર પછી તેમનું રૂપ દર્શન કર્યું અને છેવટે તેમનું સ્પર્શ સુખ અનુભવી કૃતાર્થ થયાં. કૃષ્ણનામ કાને પડયું ત્યાર પછી શું વેણુનાદ મધુર લાગે? રૂપદર્શન થયા પછી શું કેવળ નામ શ્રવણથી સુખ પ્રાપ્ત થઇ શકે? અને એકવાર સ્પર્શ સુખ ભોગવ્યા પછી શું માત્ર સ્વરૂપના ધ્યાનથી પરિતૃપ્તિ થાય ખરી? શ્રીચૈતન્યચરિતામૃતમાં તેમજ વિવર્તવિલાસમાં કહ્યું છે કે:—

"ગોપિકા યોગિની ન હોવાથી તમારા પદકમળનું ધ્યાન કરીને સંતોષ પામશે નહિ." જેમણે તેમનો સ્પર્શ કર્યો છે તેમને ધ્યાનથી કેમ તૃપ્તિ થાય? હાં! આજ મેં તમને બરાબર ઓળખ્યા. ધન્ય ભાઇ! તમને ધન્ય! કોઇ કોઇવાર એવા પ્રકારનો માર્ગ બતાવી મારા મનને પ્રલોભન આપજો કે તે લોઢું ને લોઢું ન રહે. નામ જપ કરવો હોય તો નામની ખાતર નહિ પણ જેનું નામ તમે જપો છો તેનું સ્મરણ કરીને નામ જપજો. પાઠ કરતી વેળા તેના ગુણ કીર્તન સ્મરણમાં રાખીને પાઠ કરવો યોગ્ય છે પ્રાણને પ્રિય કથા સાંભળવી હોય તો એકાંતમાં સાંભળજો. જુઓ ભાઇ! વિવાહ ન થયો

હોય પણ વિવાહની વાત થતી હોય તે વખતે નવ બાલિકાને સ્વામીના નામ સ્મરણથી અનેરો આનંદ થાય છે; વિવાહ થયા પછી જ્યારે દંપતિનું મિલન થાય છે ત્યારે સ્વામીના મુખાવલોકનથી અને એકાંતમાં તેનું નામ અને ગુણ સ્મરણથી નવવિવાહિતાને સુખ થાય છે. પછી જ્યારે તેમની વચ્ચે સામાન્ય સ્નેહ બંધાયછે ત્યારે બીજા લોક સ્વામી વિષે વાત કરતા હોય તે વેળા ગુપ્ત ઉભી ઉભી એકચિત્તથી શ્રવણ કરી તે આનંદ મેળવે છે. પણ ગાઢ પ્રેમ બંધાયા પછી એ બધા વ્યવહારમાં શું પૂર્વનો આનંદ મળે છે? પ્રેમ મૂર્ત્તિ સ્વામી વિષયક વાર્તા હોવાથીજ કદાચ તે મિષ્ટ લાગે. એમ સમજીને નામ સ્મરણ છોડી દેશો નહિ. પણ ઉન્નતિની સાથે સાથે તે આપોઆપ અન્તર્હિત થઇ જશે. એ બધી વાત હવે જવાદો. ગાંડાની ગાંડાઇનો પાર નહિ આવે. સમુદ્રના તરંગ ગણાવા અશક્ય છે. જો તેની કૃપાથી આપણો વખત આવશે ત્યારે આપણે સઘળા મળીને આત્માને આનંદ આપનાર મધુર સમુદ્રમાં નિમજ્જન કરી તૃપ્ત થઇશું. તોપણ તમને હું એટલું કહી રાખુંછે કે મને હતભાગ્ય સમજીને મારો ત્યાગ કરશો મા. પ્રસંગે પ્રસંગે મારૂં સ્મરણ કરજો. તમારો

હર.

---

## પત્રાંક ૩૧

શ્રીયુત બાબુ હરિદાસ મુખોપાધ્યાયના શ્રીચરણમાં.

બન્ધુ હરિ! આપે મને ઘણે દિવસે યાદ કર્યો. જેમ હોય તેમ પણ હું યાદ આવ્યો તેથીજ પૂર્ણ સંતોષ. આજકાલ શું આપને

બીજાનું ચિંતવન કરવાનો અવકાશ મળેછે? આજ "એક ચંદ્ર અંધ-કારને દૂર કરેછે." આપનું એમ લખવાનું પ્રયોજન શું ? આપને સુયોગ્ય માનીને દયામય **શ્રીકૃષ્ણે** પ્રેમપૂર્વક અગર બળથી આપ જ્યાં દૂર હતા ત્યાંથી ખેંચીને આપને વૃજભૂમિના રક્ષક નીમ્યાછે. એ શું ઓછા ભાગ્યની વાત છે ?

શત્રુના પંજામાંથી મુક્ત થવાના બે ઉપાય છે–એકતો તે નિર્વીર્ય થાય તો તેનો વિનાશ કરવો અગર તેને આપણે તાબે કરવો અને બીજો ઉપાય એ કે જો તે શત્રુ બળવાન હોય તો તેની પાસેથી પલાયન કરી જવું. એ બે સિવાય ત્રીજો ઉપાય હોય તેમ હું જાણ-તો નથી. તેથી કરીને જો કોઇને બળવાન શત્રુથી નિશ્ચિંત રહેવું હોય તો મન વાણી અને કર્મથી તેનો પરિત્યાગ કરવો જોઇએ. કામ ક્રોધ અને એવા કોઇપણ શત્રુના હાથથી મુક્ત રહેવાની ઇચ્છા હોય તો તેમના રાજ્યપર દૃષ્ટિ સરખી ન કરવી જોઇએ. આપણું કર્તવ્ય આટ-લુંજ છે. તે ઉપરાંત કરૂણામય **શ્રીકૃષ્ણનો** આશ્રય લેવો જોઇએ અને રક્ષણ માટે તેની પ્રાર્થના કરવી જોઇએ. **શ્રીકૃષ્ણનું** નામ સાંભ-ળીને સઘળા શત્રુઓ દૂર પલાયન કરી જાયછે, કેમકે તેમને તેનો ઘણો ભય રહેછે. તેથી કરી જો કોઇને ઉપરોક્ત દુર્જય્ય શત્રુઓથી બચવું હોય તો તેણે રાત્રિ દિવસ શ્રીકૃષ્ણના નામમાંજ મત્ત રહેવું જોઇએ. તેમ કર્યાથી કોઇ પણ પ્રકારનો ભય રહેશે નહિ. જ્યારે એ સઘળા મહાશત્રુઓ આપણને સર્વદા મહાસત્તાધારી જોશે ત્યારે તેઓ પોતાની મેળે આપણા શરણાગત થશે. નામના પ્રભાવથી સર્વ કાર્યની સિદ્ધિ થાય છે. એટલા માટે શ્રીમદ્‌ભાગ-વતમાં લખ્યું છે કે:–

"હે રાજન્ ! કલિયુગ દોષનિધિ છતાં તેમાં એક મહા ગુણુ એ રહેલો છે કે કૃષ્ણુના નામ કીર્તનથીજ બન્ધમુક્ત થઇ ઉત્તમ ગતિને પમાયછે." તેથી કરીને એવું સર્વશક્તિમાન શસ્ત્ર બીજું નથી. સર્વદા નામમગ્ન રહેવાથી કોઇ પ્રકારનો ભય નથી. એટલા માટે શ્રીગૌરાંગ મહા પ્રભુજીએ (૧) જીવ માત્રપર દયા (૨) નામ જપ ઉપર પ્રીતિ (૩) વૈષ્ણુવ સેવાનો ઉપદેશ કર્યોછે.

આ ઉપદેશનું બને તેટલું પાલન કરવા પ્રયત્ન કરવાની દરેકની ફરજછે. સર્વ જીવ ઉપર દયા રાખતાં રાખતાં શ્રીકૃષ્ણુના નામ ઉપર પ્રીતિ ઉત્પન્ન થાય છે, અને વળી નામજપથી કોઈ આરંભ કરે તો તેમ કર્યાથી જીવ ઉપર તેથીએ વધારે દયા જાગેછે. શ્રીકૃષ્ણુની કૃપા કરતાં પણુ જીવદયા વિશેષ મૂલ્યવાન છે. કૃષ્ણુની કૃપાથી જીવ મોક્ષ પામે છે પણુ ભક્તની કૃપાથી સ્વયં શ્રીકૃષ્ણુની પ્રાપ્તિ થાય છે. તેથી કરીને શ્રીકૃષ્ણુના સંગ કરતાં તેમના ભકતનો સંગ વિશેષ મૂલ્યવાન ગણાયછે. નામ જપ કરતાં કરતાં ભકત સંગ પામી શકશો. નાપ જપથી શું પરિણામ આવશે તે વિષે વિચાર કર્યા વગર અહોરાત્રિ નામમાંજ ડૂબી જાઓ. તેથી તમને ચિરકાળનાં સુખ અને શાંતિ મળશે. આ હતભાગ્યને ભૂલશો ના.

હર.

## પત્રાંક ૩૨

મારા પ્રિય ઉપેન બાબુ !

આપનો સ્નેહથી ભરેલો પત્ર વાંચી મને અત્યંત આનંદ પ્રાપ્ત થયોછે. મારૂં માનવું એવું છે કે કૃષ્ણુ અતિ કૃપાળુ છે.

વિશેષે કરીને તે શરણાગતના અત્યંત પાલક છે. તેની કૃપાથી આપ ક્રમે ક્રમે ઉન્નતિ કરી શકશો અને શરીરે પણ કાર્ય કરવાને શકિતમાન થશો. મન વાણી અને કર્મથી તેમનું શરણ લેજો. આપને વિદિત હશે કે દેવતાઓ સત્વ, રજ અને તમમાંથી કોઇપણ એકાદ ગુણ તરફ પક્ષપાતી હોયછે. કોઇ કોઇ દેવતાની આરાધના સત્વ ગુણનું અવલંબન કરીને થાયછે. કોઇની રજોગુણથી અને કોઇની તમોગુણથી પણ થાયછે. વળી એ ગુણના સંયોગ વિયોગથી આ દેહ ઉત્પન્ન થાયછે. તેથી કરીને શરીરમાં જે ગુણ પ્રબળ હોય તેને અનુસરીને કોઇ સાધન કરે તો ત્વરાથી જય પામેછે. શરીરનો આધાર ખોરાક ઉપર છે, તેથી ખોરાકના ગુણ શરીરમાં આવેછે. માટે આહારને સાધનનો પાયો સમજીને તેના ઉપર વિશેષ નજર રાખવી જોઇએ. મંદવાડમાં અને ત્યાર પછી પણ શા માટે વૈદ્ય લોકો સૂક્ષ્મ અને પથ્ય આહાર લેવાની આજ્ઞા કરેછે ? અલ્પ આહારથી શરીર સ્વસ્થ રહેછે અને સત્વ ગુણનો ઉદય થાયછે. શરીરનું રક્ષણ કરવાની શક્તિ માત્ર સત્વગુણમાંજ છે એમ પણ કહી શકાય. એટલા માટે આપણા શાસ્ત્રમાં સત્વ ગુણ પ્રધાન વિષ્ણુને જગતના પાલન-કર્તા ગણ્યા છે. એનાથી વિપરીત જે તમોગુણ છે તે નાશનું કારણ છે. તેટલા માટે તમોગુણ પ્રધાન શિવજીને જગતના વિનાશ કર્તા ગણ્યા છે. માટે, મહાશય, શરીરને નિરોગી રાખવા માટે વિશુદ્ધ આહારની ઘણી જરૂર હોવાથી આપને વિનંતિ કરવાની કે તમો-ગુણ ધરાવનારી સઘળી ચીજોનો વગર સંદેહે એકદમ ત્યાગજ કરવો. ફળ, મૂળ, શાકભાજી એ સાત્વિક આહાર; મત્સ્ય, માંસ, મદ્ય, કાંદા, લસણ વગેરે તામસિક આહારમાં ગણાયછે. શરીરને નિરોગી કરવા

ઇચ્છતા હોતો પ્રથમ આપનો આહાર સુવ્યવસ્થિત કરજો. થોડા કાળ સુધી બીજાને ઘેર જમવા જવાનું છોડી દેશો તો વધારે સારૂં. ઘૃત, દૂધ વગેરે ઇચ્છા પ્રમાણે લેજો. મત્સ્ય, માંસનો એકદમ ત્યાગ કરજો અને એ સંબંધી લાલચપણ રાખતા ના. ફળની અંદર વિશુદ્ધ અને ઉત્તમ બિલ્વનું ( બિલિ ) ફળ છે. એટલા માટે તમપ્રધાન શિવજીએ બિલ્વ વૃક્ષ નીચે નિવાસ કર્યો છે. બિલ્વ પત્ર, બિલ્વ વૃક્ષની છાલ, ફૂલ અને ફળ પ્રત્યેકમાં તમોગુણનો નાશ કરવાની શક્તિ છે માટે શિવજીની તેમના ઉપર અત્યંત પ્રીતિ છે. આપને બિલ્વફળ જ્યારે મળી આવે ત્યારે ખાજો; ફળને અભાવે પાનનો રસ પીજો. એ રસ સ્વાદે મધુર નથી માટે થોડી સાકર નાંખીને પીજો. એ પ્રમાણે કરવાથી આપનું શરીર ક્રમે ક્રમે સુધરી જશે. જો આ રસ તમને ઠંડો પડે તો સાકરને બદલે જરા મીઠું નાંખજો. આપનું શરીર સત્વગુણથી ભરપૂર થયે આપની ચિત્તવૃત્તિ અસત્ વિચાર તરફ દોડશે નહિ. એટલે તમે શ્રીકૃષ્ણના નામની સહાયથી આપનું આ અને હવે પછીનું જીવન સાર્થક કરી શકશો. કૃષ્ણ-નામ વગર બીજો કોઇ મહામંત્ર નથી. કૃષ્ણ-નામ સર્વ પ્રકારનાં સુખ આપવા સમર્થ છે; સઘળા પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત કરાવેછે અને સર્વ પ્રકારે ભકતને કૃતાર્થ કરેછે. રાજસિક અને તામસિક તપથી ઘણા લોકોએ જય મેળવ્યો છે. તોપણ સિદ્ધ થયા પછી તેમના ગુણની શકિત ક્ષીણ થઇ નથી. એવાં દ્રષ્ટાંત અગણ્ય છે. રાવણ, કુંભકર્ણ, કંસ કરતાં વધારે મહત્ સિદ્ધિને પ્રાપ્ત કરનાર જન વિરલ હશે. એમ સિદ્ધ થયા પછી પણ તેઓ પોતાના ઇષ્ટ દેવતાઓ સામે યુદ્ધ કરવામાં પાછા હઠયા નથી. એનું નામ તમ. માટે સત્વ-

ગુણ વડે આરાધના કરશો તો પવિત્ર અને સુખી થશો. કૃષ્ણ–નામથી વિશુદ્ધ સત્વ ગુણનો ઉદય થાયછે; તેનું ફળ ભક્તિ; ભક્તિમાંથી પ્રેમ જન્મેછે અને પ્રેમ વડે એ મહાન પ્રેમરસિકની પ્રાપ્તિ થાયછે. આપ કદાચ એવો પ્રશ્ન કરશો કે મારો કુળ પરંપરાનો ધર્મ શાક્ત હોવાથી મારાથી નવો માર્ગ કેમ ગ્રહણ કરાય ? એના ઉત્તરમાં હું આપને પ્રલ્હાદ, ઉદ્ધવ અને વિદુરનાં દ્રષ્ટાંત આપુછું. વળી તેમને બાજુએ મુકીને આપને નિત્યનો વ્યવહાર સમજાવુંછું. કન્યા લાંબા સમય સુધી માબાપને અધીન રહેછે પણ સાધારણ રીતે તરુણી થયા પછી સ્વામીને અધીન થાયછે, અને તેથી સુખી થાયછે. જ્યાં-સુધી બાલિકા અજ્ઞાનછે ત્યાંસુધી તે 'મા મા' કહીને મા પાસે રહેવા ખુશી હોયછે. પણ ત્યાર પછી સ્વામી પાસેથી એક ક્ષણવાર પણ વિયુક્ત થવા ઇચ્છતી નથી. સ્વામીના છેક સામાન્ય સુખને માટે માની અનેક વિટંબણા ઉપર પણ તે લક્ષ આપતી નથી. અને જો કોઇ સ્ત્રી આથી વિપરીત આચરણ કરે તો કુલટા ગણાઇ સર્વના તિરસ્કારને પાત્ર થાયછે. જીવ માત્રની અવસ્થા બરાબર તેવીજ છે. જ્યાં સુધી જીવ અન્ધ હોયછે ત્યાં સુધી માબાપ માટે તલપેછે. પણ સ્વામીને જાણ્યા પછી એઉને ભૂલી જાયછે. શ્રીકૃષ્ણ જગતના એક અદ્વિતીય સ્વામી છે. માટે આપને વિનંતી છે કે સતી સ્ત્રીની પેઠે મન, વાણી અને કર્મથી એ સ્વામીને શરણે જઇ કૃતાર્થ થજો. આ બાબતમાં હું તો કેવળ અન્ધ છું, તોપણ આપ સરખા મહાપુરૂષો પાસેથી મેં જે કાંઇ સાંભળ્યુંછે તે હું આપને નિવેદન કરૂંછું. જે કેવળ દરિદ્ર છે તે પણ લાખો રૂપીઆની વાત કરી શકેછે. તેણે કદી એટલા રૂપીઆનો સંગ્રહ જોયો હોતો નથી. તોપણ જેમણે જોયો છે તેમની આગળથી

સાંભળીને તે પણ કહેછે કે લાખ રૂપીઆ આટલી જગામાં માય અને કરોડ રૂપીઆ માટે આટલી જગા જોઇએ. મેં પણ એવા નિર્ધનની પેઠે આપ જેવા પુરૂષો પાસેથી સાંભળ્યુંછે કે કૃષ્ણ–નામ સર્વ પ્રકારનાં સુખનો ઝરો છે. તે આજ સાંભળ્યા પ્રમાણે કહુંછું. એ વિષયમાં પારંગત અનેક મહા પુરૂષો છે. તેમની પાસેથી આ કથાનો તમને સાક્ષાત્કાર થશે. મારી પાસે જે અનુમાન માત્ર છે તે તેમની પાસે આપ પ્રત્યક્ષ સત્ય રૂપે જોઇ શકશો. શ્રીયુત રાધા વલ્લભ શીલ પાસેથી આપને એ વિષય પરત્વે અનેક પ્રકારના ખુલાસા મળી શકશે. શ્રીહરિને કેદ કરવાનો સઘળો સરંજામ તેની પાસે તૈયાર છે તે લેજો. વળી એક વિનંતી કરૂંછું કે નવવિવાહિતા સ્ત્રીની પેઠે આરંભમાં મુખ ઉપર ઘુમટો નાંખજો. જેને તેને મુખ બતાવશો તો નિર્લજ્જતાનો અપવાદ આપને લાગશે. એટલા માટેજ સંત જનો વારંવાર કહી ગયાછે કે "આપણા ભજનની વાત જ્યાં ત્યાં કરવી નહિ" મહાશય ! મારી આપને એટલી વિનંતિ છે કે આપ જે કાંઇ કરો તે ગુપ્ત રીતે કરજો. જેમ કે માંસાહારનો ત્યાગ કરવો હોય તો જમતી વેળા ઉલટી થયાનું મિષ કહાડજો. એ પ્રમાણે એક બે દિવસ કર્યા પછી એ ચીજ રૂચતી નથી એવું સર્વને કહેજો. આવી ચતુરાઇ દરેકને કરવી પડેછે. તેથી વગર અડચણે ઉન્નતિને માર્ગે જાયછે. નહિ તો અનેક વિટંબણાઓ અને વિઘ્નોનો પરાજય કરીને જવું પડશે. સંસારમાં રહી હરિ ભજન કરવા માટે ચતુરાઇની જરૂર છે. સંસાર છોડનારને ચતુરાઇની સ્પૃહા હોતી નથી. સંસારમાં રહી હરિ ભજન કેવી રીતે કરવું તેનો આદર્શ વ્રજલીલા; તેથી કરીને સાધારણ દૃષ્ટિએ એટલી ચતુરાઇ જણાયછે.

આ અસંબદ્ધ લખાણને ગાંડાના પ્રલાપ તુલ્ય માનશો તો હું આપનો આભાર માનીશ. માતુઃશ્રીને સાક્ષાત ઇશ્વર માનજો. તેમનું ચરણામૃત દરરોજ લેજો. જો માતા સંતુષ્ટ થશે તો વિના કષ્ટે સાધન માર્ગમાં પ્રવેશ કરી જય મેળવશો. માતા પ્રત્યક્ષ દેવતા છે.

આપનો

હર.

---

## પત્રાંક ૩૩

શ્રીમતી કૃષ્ણ કામિની દાસીને.

સ્નેહ-સિન્ધુ માતાજી !

તમારો સ્નેહમાં ભીંજાવેલો પત્ર મને મળ્યો. જો માતા પુત્રને પ્રણામ કરે તો પુત્ર અપરાધી થાયછે તો શા માટે તમે મને પ્રણામ કરોછો ? જો પુત્ર માને સંતાપે તો મા અંતે ચીડાઇને અત્યંત દુઃખથી પુત્ર આગળ હાથ જોડેછે અને તેથી તે ઇચ્છા પૂર્વક પુત્રને અપરાધી બનાવેછે. તેથી મને ઘણો ભય રહેછે કે મેં કોઇ પણ પ્રકારનો તમારો અપરાધ કર્યો હશે. નહિ તો તમે આ પ્રમાણે લખો નહિ. આ વખતે જેમ થયું તેમ. પણ હવે પછી માતાજી ! મને પ્રણામ કરી દોષિત કરશો નહિ. હું તો તમારે ખોળે બેસવા જેવો બાળક છું. કદાચ હમણાં હું નામે બ્રાહ્મણ છું તેથી તમે એમ કરો છો ? માની પાસે બ્રાહ્મણ શું અને કંઇ શું ? શ્રીકૃષ્ણ જગતના સ્વામી તોપણ જ્યારે ગોપના કુટુંબમાં યશોદાના નીલમણિ રૂપે તેમણે જન્મ લીધો ત્યારે યશોદાએ તેમને પ્રણામ કર્યા નહોતા. ત્યારે માતા ! તમે શા કારણે મને કરોછો ? તમારા દિલમાં મારે માટે પ્રેમ નથી ? તેમ હશે તો હું જરૂર રોઇશ. મેં તમને પ્રથમ પણ

કહ્યું હતું કે હું ઘણો રડકણો બાળક છું. રડીરડીને હું તમને પજવીશ. માતા ! મને રડાવશો નહિ. મને જો તમે આ પ્રમાણે બ્રાહ્મણનો વેશ પહેરાવશો તો નિર્ભયપણે મારાથી તમારા ખોળામાં બેસીને દૂધ પીવાશે નહિ; કારણકે પછી મને લાગશે કે હું બ્રાહ્મણ છું. માટે તમને એટલી વિનંતિ કે મને હવેથી બ્રાહ્મણ બનાવશો નહિ. મને જાતિ નથી. હું તો ચંડાળથી પણ અધમ છું. માતા ! કોઈ સ્થળે ઉદરપોષણ ન થવાથી, આજ તમારી પાસે આવ્યોછું. ગોપાળની માતા પાસે પુષ્કળ દૂધ છે. યથેચ્છ દૂધ પીવાને હું તમારી પાસે આવ્યોછું. જો જો, માતા ! મને નિરાશ ન કરતાં. માતા ! હું અત્યંત ક્ષુધાતુર છું. જે પગે ભારે ઘરેણાં પહેરી નાચી શકેછે તે સારૂં નાચી જાણેછે. રડકણા પુત્રને જે ઉછેરી શકેછે તેજ સારી માતા કહેવાય. તમે ગોપાળનાં માતા છો એમ જાણી હું તમારી પાસે આવ્યોછું. મને તરછોડી નિરાશ કરશો નહિ. હું જેમ તમને 'મા, મા' કહેતો આવ્યોછું તેમ તમે મને પુત્ર કહીને ખોળે નહિ લો ? તમને માતા કહેતાં પ્રાણને અત્યંત શાન્તિ મળેછે. માટે તમને આટલી બધીવાર માતા કહીને સંબોધ્યાં છે તેથી કંટાળો કે તિરસ્કાર આણશો નહિ, અને તેમ કરી મને અપરાધી કરશો નહિ. માતા ! ગર્ભમાં પુત્રને ધારણ કર્યા વગર શું પુત્ર પ્રાપ્તિ નથી થતી ? યશોદાએ શ્રીકૃષ્ણને ગર્ભમાં રાખ્યા વગર માતા શી રીતે થયાં ? માટે માતા ! મને આપના પેટના દીકરા તુલ્ય ગણી મારા પર પ્રીતિ રાખજો. હું ઘણો અધમ છું. તેથીજ તમે લખ્યું હશે કે હું અધમ માતા છું. બરાબર છે, માતા ! અધમ પુત્રની મા સારી શી રીતે કહેવાય ? મારી એ અધમ માતા મને ઘણી પ્રિય છે, માટે મારી

પાસે તમે અધમ બનશો નહિ. લોકની આગળ ભલે અધમ બનજો. પણ મારી પાસે તો તમે રાજ રાજેશ્વરી થજો. વિજયાદશમાંને દિવસે મને પ્રણામ કરવાને બદલે ખોળે લઇ શત શત ચુંબન દીધાં હોત તો હું કેવો રાજી થાત ?

માતા ! મારા જેવો ભાગ્યશાળી કોણ ? જે દિશામાં જોઉં છું તેજ દિશામાં તમારી સ્નેહ શોભન મૂર્તિનાં દર્શન કરૂં છું. તમારો ઉજ્જવળ શ્યામવર્ણ, મધ્યમ આકૃતિ અને મૃદુ સ્નેહપૂર્ણ દીર્ઘ નેત્ર મારા નયન પથમાં રહી મને મહા આનંદ આપેછે. માતા ! માત્ર એ દિવસ ઉપર તમારા ખોળામાં બેસી હું તમારા મુખ ઉપર ઝુમતી નાની લટને હાથમાં લઇ રમ્યો હતો. તમારા વાળની લટ મારા મ્હોં ઉપર પડતી હતી અને હું તેમને હાથમાં લઇ હસી હસી રમતો હતો. મારો આનંદ તો જેણે ચાખ્યો હોય તેજ જાણે. મા ! તમારાં શ્યામ નેત્રો જોઇ મને કોઇ કોઇવાર ભય લાગતો અને કોઇવાર હસવાની મારામાં હિંમત પણ આવતી. માતા ! તમારાં નેત્રોમાં શું છે તે કોણ જાણેછે ? હાલતો હું તમારો લાડકો બાળક થયોછું. ખરે મા મારે જ્ઞાતિ નથી. શ્રી ગૌરાંગે મારી જ્ઞાતિ લઇ લીધીછે. મને જાતિ નથી, કુળ નથી, શીલ નથી, લાજ નથી, અને જરાએ ભય નથી. હું તદ્દન સોએ સો ટકા ગાંડો છું. કલકત્તાની કૉલેજમાં ભણતો ત્યારનો હું એવો છું. એક દિવસ કૉલેજ બંધ થઇ, બધા ચાલ્યા ગયા તોપણ હું ઉંઘતો હોઉં તેમ મારી જગ્યા ઉપરથી ખસ્યો નહોતો. પટાવાળો બારણાં બંધ કરતી વેળા મને કહે કે બાબુ ! તમે હજી અહિં કેમ બેસી રહ્યાછો ? ત્યારે ઉંઘમાંથી જાગ્યો હોઉં તેમ લજ્જિત થઇને હું ત્યાંથી ચાલી

નીકળ્યો. માતા ! મેં તો મારૂં સર્વસ્વ ગુમાવ્યું છે. એવો આશીર્વાદ આપો જે કાંઇ બાકી રહ્યું છે તે પણ જાય. આ સંસારમાં શી શી રમત રમવા માટે તે લીલામય શ્રીકૃષ્ણે આ અધમને આણ્યોછે, તે તો તેનેજ ખબરછે. તેની આજ્ઞાનો અતિક્રમ મારાથી થઇ શકતો નથી. મા ! એક પુત્રને એકજ માતા હોય છે. ત્યારે શા માટે મને અનંત માતાઓ આપી હશે ? શું હું ઘણો તોફાની છોકરો છું તેથી મને આટલી બધી માતાઓના હાથમાં સોંપ્યો હશે ? કોણ જાણે તેની શી ઇચ્છા હશે ? તેની ઇચ્છા તેજ જાણે. તોપણ એટલું સમજાય છે કે તે દયામય પ્રભુએ મારાપર અનંત દયા કરીછે અને કરેછે. મા ! તમે મને કણ્વમુનિનો પાયસ ખાવાની મના કરીછે પણ હું શું કરૂં ? યશોદા માતા કોઇ પ્રકારની કસુર કરતાં નહિ. એટલે સુધી કે તે ગોકુળ છોડીને વૃન્દાવન રહેવા ગયાં તોપણ તેઓ કૃષ્ણને સાચવી શકયાં નહિ. ઘરમાં પુરી રાખતાં પણ કૃષ્ણ સચવાયા નહિ. તેમની આટલી બધી મસ્તી છતાં તેમણે કૃષ્ણ ઉપર ક્રોધ કર્યો નથી. માટે કહુંછું કે, મા ! મારાથી કોઇ પ્રકારનો અન્યાય થાય તો મારા ઉપર ક્રોધ કરશો નહિ. માના પ્રેમમાં રહી ચિરજીવન સુખમાં ગુજારૂં એજ પ્રાર્થના અને અભિલાષા.

માતા ! જેઓ શ્રીકૃષ્ણ માટે તલપે છે તેઓ શુ પાપ પુણ્યથી ડરેછે? તેમની પાસે પાપ પુણ્ય આવેજ ક્યાંથી ? કૃષ્ણના રાજ્યમાં પાપ પુણ્ય છેજ નહિ. વૃન્દાવન જે નિત્યાનંદનું ધામ છે ત્યાં કદી પાપ અને પુણ્ય આવી શકતાં નથી. ત્યારે શા માટે વારંવાર તમે એવું લખો છો કે મારાથી પાપ થશે ? છટ

મા! ગાંડાને વધારે ગાંડો બનાવશો નહિ. મા! એવો આશીર્વાદ આપો કે પાપ પુણ્યનો વિચારજ મારા મગજમાં ન સ્ફૂરે, અને કૃષ્ણ-કૃપાથી એ બેઉની પાર જઇ શકું. જેમને માટે પાપ પુણ્ય છે તેઓ ભલે વિચાર કરે. આપણે એ બધાની શી દરકાર છે? ચિંતા કરશોજ નહિ. +પાપ જેવું કાંઇ છેજ નહિ. મા! તમારી છાયા જ્યાં જ્યાં પહોંચે છે તે તે જગ્યા પરમ પવિત્ર બની જાય છે. પાપ દૂર પલાયન કરેછે. કોઇ પ્રકારનો ભય નથી.

માતા! તમે ક્રોધ વિષે લખો છો તે વિષે જરા પણ ચિંતા કરશો નહિ. તીવ્ર લાગણીવાળા છોકરાના હાથમાં આવીને તમને ઘણીવાર ગુસ્સે થવાના પ્રસંગ આવશે. ક્રોધ પ્રેમની સરાણ છે. જેમ તલવારની ધાર બુટ્ટી થયેથી સરાણ તેને ધારવાળી કરેછે તેમ પ્રેમ-ની ધારને ક્રોધ તીક્ષ્ણ કરેછે. ક્રોધ કદી છુપાવી શકાતો નથી. ચક્ષુમાં-થી, મુખમાંથી અને નાકમાંથી તરત પ્રકટ થાયછે. એ તો કસ્તુરી જેવો છે. કપડું ઢાંકીને શું કસ્તુરી છુપાવાયછે? તેમ જીવ માત્ર ગુસ્સે થઇને જો ગુસ્સો છુપાવવા યત્ન કરે તો તે ક્રોધ પ્રકાશ થયા વગર રહેતો નથી. માતા! તમે ભાવથી ભરપૂરછો. તમારી પાસે રહીને તમને મારા પાર્થિવ ભાવ આપીશ અને બદલામાં તમારા દિવ્ય ભાવની ભિક્ષા માગીશ. પુત્ર મૂર્ખ હોય તોપણ તેને શિક્ષા કરતાં માનો હાથ અચકાયછે. મારી દાદીમાઓ મારી માસ્તરોછે. તેઓ તમારી પેઠે મારા ઉપર દયા નહિ કરે. નહિ શીખું તો મારશે. ભાવ કેમ શીખવા અને ભૂલવા તે મને શીખવજો. આ શાળા માટે સઘળો સરંજામ તૈયાર રાખજો. તમારો લાડકો બાળક

ઉર.

---

+જેને જગત્ પાપ કહે છે તે પાપ નહિ પણ માત્ર ક્યાસજ છે.
ભાષાન્તર કર્તા.

## પત્રાંક ૩૪

મારાં પરમ સ્નેહમયી માતા !

તમારો સ્નેહ સુવાસિત પત્ર મને મળ્યો છે. હતભાગ્યના દોષથી સમુદ્ર સુકાઇ જાય છે. મને આજ તેવુંજ થયું છે. મારા ઉપર દયા કરીને તમે યત્ન પૂર્વક શ્રીવૃન્દાવનની રજ મારે માટે મોકલી પણ મારા દુર્ભાગ્યે સુકાઇ જઇને તે ઉડી ગઇ. તોપણ પત્રને મુખ ઉપર અને કપાળપર અડકાડી હું પરમ પવિત્ર બન્યો છું. માતા ! તમે કુશળ છો એ જાણી મને જે આનંદ થયો છે તે માત્ર અંતર્યામીજ જાણેછે. તમારા હુકમ પ્રમાણે રજ–રાણીએ બરફ ઓગાળી રસ્તો કર્યોછે. અગીઆર બાર દિવસ સુધી ટપાલ તદ્દન બંધ હતી. બરફથી સઘળા માર્ગ તદ્દન પૂરાઇ ગયા હતા. પણ તમારો પત્ર આવતા વારને રસ્તો ખુલ્લો થઇ ગયો. તમારા પત્રને રસ્તામાં એક દિવસનો પણ વિલંબ થયો નથી. બીજા પત્રો પણ મને તમારા પત્રની સાથેજ મળ્યાછે. કોઇ દશ તો કોઇ બાર દિવસ સુધી માર્ગમાં રોકાયા હતા. માતા ! ધન્યછે વૃજ ભૂમિની રજની શક્તિને ! ધન્ય છે તમારા સ્નેહના પ્રભાવને ! હનુમાનની માતાએ પર્વત ભેદીને દુગ્ધની સેર પુત્રના મુખમાં પહોંચાડી હતી પણ તમે તો પર્વતની પરંપરા અને બરફના પ્રચંડ રાશિઓને ભેદીને તમારા વાનર બાળકને સ્તન–પાન કરાવ્યું છે. મા ! ધન્યછે મને ! આ હતભાગ્ય ઉપર એવીજ દયા હમેશ રાખજો.

તમારો લાડકો બાળક

હર.

## પત્રાંક ૩૫

**મારા પ્રિય ચિંરજીલાલ સાહેબ !**

તમારો પત્ર વાંચી મને જે આનંદ થયોછે તેના એક અંશ માત્રનું પણ વર્ણન મારાથી થઇ શકે એમ નથી. તમારી સુધારણા સત્વર થતી જાણીને ઘણો હર્ષ થાયછે એજ માર્ગે આગળ વધો અને તમે તૃપ્ત થશો. માતા ઉપર ભક્તિ રાખતાં શીખજો. એ એકલા વડેજ તમને શાશ્વત સુખ મળશે અને સંતોનો પરમ મધુર સહવાસ પ્રાપ્ત થશે. માતાઓ આપણા જેવી મનુષ્યછે એમ કદી માનતા ના. તેઓ મનુષ્યદેહધારી દેવતાઓ છે. આખું જગત્ માતાનું મહારાજ્ય છે, સર્વ પ્રાણી માત્રની અધિષ્ઠાત્રી માતા છે. માતા તો ગુપ્ત રીતે દેવતાછે. હું જાણુંછું કે હમણાં તમારાં માતુઃશ્રી તમારા ઉપર પ્રસન્ન હોવાં જોઇએ અને તમારામાં જે યોગ્યકાળે એકદમ સુધારણા થઇ તે તેની કૃપાનું શુભ પરિણામ છે. તમારાં માતુઃશ્રી અને તમારાં પ્રિય પત્નીને યથાયોગ્ય કહેજો મારા તરફ કૃપાયુક્ત રહેવા વિનંતિ કરજો. તેઓ મારી એક માત્ર આશા અને આશ્રય સ્થાન છે. તેમની ખાસ કાળજીને લીધેજ હું જગતમાં રહી શકયોછું. વળી તમારાં પત્ની પણ તમારા પ્રતિ સાનુકુળછે એ પણ હું જાણી શકુંછું. તેમને સર્વદા સંતુષ્ટ રાખજો. પ્રિય ! આજ તમને કાંઇક વિશેષ કહેવા વિચારછે. તમને તે રૂચીકર થાઓ એવી આશા છે. પ્રિય ! તમારે સ્મરણમાં રાખવું જોઇએ કે મનુષ્યનો આધાર જડ પદાર્થના આહાર અને આત્મિક આહાર ઉપર છે. આપણા આત્માના પોષણને માટે જેમ આત્મિક આહારની જરૂર છે તેમ દેહના નિભાવ માટે પદાર્થના આહારની જરૂર છે. હાલ તમે જેની સેવા કરોછો તેમની પાસેથી તમે દેહનો

આહાર મેળવોછો, તેથી શરીર અને બુદ્ધિથી તેમની સેવા કરજો પણ તમારૂ મન અને આત્મા **શ્રીકૃષ્ણની** સેવામાં નિયુકત કરજો. કેમકે સર્વ આત્મિક શકિત અને સહાયનું મૂળ સ્થાન તે છે. આત્માને આત્માથી સેવજો. પદાર્થને પદાર્થથી સેવજો. જો પદાર્થની સેવામાં આત્માને પરોવશો તો બહુજ થોડા વખતમાં તમારો આત્મા જડ પદાર્થ જેવો બની જશે. પદાર્થનું પણ તેવુંજ છે. પદાર્થને હમેશાં આત્માના સમાગમમાં રાખ્યાથી તે પણ આત્માના જેવો બનવા માંડશે. એટલાજ માટે મન, વાણી અને કર્મથી પ્રભુની સેવા કરવાનું શાસ્ત્રમાં કહ્યું છે. જેમને દ્રવ્યની મદદ જોઇએ તેમને દ્રવ્યની મદદ આપજો. જેમકે ભૂખ્યાંને અન્ન, ઉઘાડાંને વસ્ત્ર અને નિર્ધનને ધન આપજો. પણ જેમના આત્માની અવનતિ થઇછે તેમને આત્મિક સહાય આપજો, એટલે તેમને સહાય કરવા **શ્રીકૃષ્ણના** કાલાવાલા કરજો, અને **શ્રીકૃષ્ણને** પ્રાપ્ત કરતાં અને તે વિશ્વપિતા પર પ્રેમ રાખતાં તેમને શીખવજો. અવનતિ પામેલા આત્માને ઐહિક સહાયથી કાંઇ લાભ થશે નહિ. તેમના મંદ થએલા આત્મા માટે આત્મિક આહારની જરૂર છે. **શ્રીકૃષ્ણથી** બીજે નંબરે સર્વ આત્મિક શકિત અને મદદનો અખુટ ઝરો પોતાની માતા છે. જ્યારે તમને તેની જરૂર પડે ત્યારે માતા પાસેથી માંગજો. માને સંતુષ્ટ રાખજો અને તમારી સઘળી ઇચ્છાઓ તે તૃપ્ત કરશો. માતા પછી પત્નીને સંતુષ્ટ કરજો. તે પણ તમને હરેક રીતે મદદ કરશે.

અત્યંત મધુર અને પરમ સામર્થ્યવાન **શ્રીકૃષ્ણજીનું** નામ કદી વિસરતા નહિ. સ્વપ્નમાં પણ તે નામ જપવા પ્રયત્ન કરજો. નામ જપથીજ તમે મુકિતને પામી શકશો. જ્યારે તમને અવકાશ

મળે ત્યારે **શ્રીકૃષ્ણની** લીલા **સંબંધી** પુસ્તકો વાંચજો. કદી પણ તમારે વખત નકામો ગુમાવતા નહિ. દિવસ એકવાર ગયો તે ગયોજ. આ જગતની સઘળી દોલત એકઠી કરીને ખર્ચતાં પણ તે પાછો મળતો નથી. ગરીબને હમેશ સહાય આપજો. જ્યારે દ્રવ્યની મદદ ન આપી શકાય તો ગરીબોને મધુર ઉત્તેજક વચનથી સંતુષ્ટ કરવા ચુકતા માં કદી પાપીઓને ધિક્કારતા ના. તેમના પ્રતિ દયા લાવજો અને શાશ્વત સુખનો માર્ગ બતાવવાનો પ્રયત્ન કરજો. હમેશાં સાધુઓને સહાય આપજો. તેમના ગુણ દોષ વિષે વિચાર ન કરતા. તેમની અડચણ દૂર કરવા ખરા દિલથી યત્ન કરજો. સ્મરણમાં રાખજો કે રાજા અને રૈયતની બરાબર મધ્યસ્થાને પોલિસ અમલદારો છે. તેથી કરીને બિચારી રૈયત ઉપર પોલિસ અમલદારો પોતાની સત્તા વાજબી અગર ગેરવાજબી રીતે વાપરી શકેછે. જાણ્યે અજાણ્યે ગરીબો ઉપર જુલમ ન થાય તેની કાળજી રાખજો. યાદ રાખજો કે આ જગત્‌માંની કોઇપણ વસ્તુ સ્થિર નથી અને અહિં કરેલાં કામનો અહિં અન્ત આવશે. પણ સારાં અગર માઠાં કામનાં પરિણામ કર્ત્તાની સાથે તે જ્યાં જશે ત્યાં જશે, અને ત્યાં તેને સુખ દુઃખનું કારણ નીવડશે. બોલતાં અને આચરતાં પહેલાં શબ્દો અને કૃત્યો વિષે પાકો વિચાર કરજો. તમારા હોઠમાંથી કદી પણ કઠોર શબ્દ બોલતા ના, અને તમારે હાથે કદી પણ ભૂંડું અને ક્રૂર કાર્ય કરતા ના. એમ કર્યાથી અનંત સુખના ભોક્તા થશો. પુનઃ વિનંતિ કરૂંછું કે **શ્રીકૃષ્ણ** અને તેમનું મધુર નામ કદી ભૂલતા ના. અમે સૌ કુશળ છીએ.

સ્નેહાધીન

**ઉ**ર.

## પત્રાંક ૩૬

**પ્રાણેશ્વરી ! ( શ્રી હુરનાથજીનાં ધર્મપત્નીને )**

તમારો આનંદ પૂર્ણ પત્ર વાંચી પ્રાણને અપાર આનંદ અને શાંતિ મળ્યાં છે. કોણ જાણે કયા પ્રકારની મધુર ચીજથી તમે તમારા પત્રને સ્વાદિષ્ટ કરો છો ? તમે રસિક પકવાન કાર છો એટલે તમેજ જાણો. હું અરસિક, અનભિજ્ઞ શું જાણું ? પ્રિયે ! તમે સર્વ ગુણ સંપન્ન છો. ભલે તમે દોષ માનો કે ગુણ માનો પણ તમારામાં એક વસ્તુ છે. તે શી તે જાણવું છે ? તેનું નામ ચાતુરી. તમે કોઇને પણ સરળતાથી આત્મપરિચય આપતાં નથી. ધન્ય છે તમારી શક્તિને ! કોઇ તમને જાણવાને જેમ જેમ વધારે ચેષ્ટા કરે તેમ તેમ તમે વધારે ચાતુરી કરોછો. તમારી પ્રકૃતિ અતિ સરળછે. તો પણ આ ચતુરાઇ તમારો પ્રધાન ગુણ છે. તમે તેનો કદી ત્યાગ કરતાં નથી. સત્યછે, તમે મને પ્રાણ, મન, સર્વ સમર્પોછો પણ માત્ર આ તમારી ચતુરાઇનો ભેદ આપતાં નથી. મારે માત્ર એનીજ જરૂર છે. બીજી અભિલાષા નથી. હવે તમે સમજ્યાં ? કૃપા કરીને એજ આપો. હું તમને સુખી જોઇને આનંદ પામીશ. તમારા આ ભાવ ઉપર વિચાર કરતાં કરતાં તો કૃષ્ણ ત્રિભંગ થઇ ગયા તોપણ પાર ન પામ્યા, તેથી શ્રીગૌરાંગ રૂપ ધારણ કરીને "રાધા, રાધા" કહી તેમણે આક્રંદ કર્યું. શ્રીગૌરને રડાવતાં તમનેજ આવડેછે. તમારી પાસે એવું શું છે કે તેને માટે ગૌર આક્રંદ કરેછે ? હું તેજ માગું છું. હું પણ રડવા ઇચ્છુંછું. એ ચીજ શીછે તે તમે જાણો અથવા તમે જેમને જાણવા દો તેઓજ જાણે. હું તેજ ચાહું છું. મને તેજ જાણવા દો; હું જાણીને કૃતાર્થ

થઇશ. રોઇ, હસી, નાચીને હું ચરિતાર્થ થઇશ. શું તમે મારી ઇચ્છા પાર પાડશો ? તે ચીજનું એક નામ "પ્રેમ." તમારી પાસે તે છે માટે હું તમારી પાસેથી તે વિષે જાણવા ઇચ્છું છું. એટલા માટે **શ્રીરા**ધા મારાં પ્રેમનાં ગુરૂછે. કૃપા કરી મને એ શીખવો. હું હતભાગ્ય છું. તેથી **પ્રેમ** છોડી **કામ** શીખું છું; કનક છોડીને કાચ ઉપર મોહ કરૂંછું. પ્રેમ અને કામમાં અનેક પ્રકારનો તફાવત છે. જેમાંથી સઘળી સ્વાર્થવાસના નીચોવી કહાડી છે એવો ભાવ તે **પ્રેમ.** એ પ્રેમને કૃષ્ણ અધીન છે. કૃષ્ણ કેવળ પ્રેમના ઋણી છે. એ ઋણ ધોવાની ઇચ્છાથી તેમણે **શ્રીગૌ**રાંગ સ્વરૂપ ધારણ કર્યું. એથી ઉલટું પોતાના સુખ ઉપરજ દૃષ્ટિ રાખનાર ભાવ તે કામ. સંસારમાં સુખ, દુઃખ, મંગળ, અમંગળ, શોક, વિલાસ વગેરે જે કાંઇ દ્વન્દ્વો જોવામાં આવેછે તે કામ વડેજ. પ્રેમ ભીરૂને સાહસિક બનાવે છે અને સાહસિકને ભીરૂ બનાવેછે. પ્રેમ પુરૂષને પ્રકૃતિ અને પ્રકૃતિને પુરૂષ બનાવેછે. પ્રેમ મૃતને સજીવ અને સજીવને મૃત્યુવશ કરેછે. તમે એ પ્રેમ જાણોછો માટેજ મેં તમારો આશ્રય લીધોછે. કૃપા કરીને મને તે શીખવો. હું કૃતાર્થ થઇશ. જીવન સાર્થક કરીશ. કૃપણતા કરશો ના વળી મારી પાસે ચતુરાઇ કરશો નહિ. જેમ અહંભાવ ભૂલીને તમે મારૂં પાલન કર્યુંછે, જેમ મને આપત્તિ રહિત કરવા પ્રયત્ન કર્યોછે, જેમ મારા ઉપર સ્નેહ રાખ્યોછે અને મારૂં શુભ ઇચ્છયુંછે તેમ કૃપા કરી અહંભાવ ભૂલીને મને તમે સ્નેહ રાખતાં શીખવો કે હું પણ કામ વગરનો તદ્દન વિશુદ્ધ સ્નેહ અનુભવીને કૃતકૃત્ય થાઉં. ચતુરાઇ ન કરશો. કદાચ આ વાંચી તમે મનમાં પ્રશ્ન કરશો કે મેં વળી ચતુરાઈ ક્યારે કરી ? પણ તમે ગુસ્સે ન થાઓ તો બતાવું. બતા-

વું કે ? તો જુઓ. તમે લખોછો કે ઇંદ્રિઓના વેગથી અને કામને વશ થઇ હું પ્રાણનાથનું ચિંતવન કરી શકી નથી. કહો જોઇએ આ ચતુરાઇ નહિ તો બીજું શું ? સ્વામીનું આથી વિશેષ ચિંતવન તમે તમે શી રીતે કરવાનાં હતાં ? જો ચિંતવનદ્વારા પતિ પ્રાપ્ત કરી શકાતા હોય તો ગોપાંગનાઓએ કદી શ્રીકૃષ્ણનું ચિંતવન કર્યું નહોતું. ધ્યાન ધારણા તેઓ કરી જાણતી નહિ. શાસ્ત્રમાં લખ્યુંછે કે "ગોપી યોગેશ્વર નથી કે તમારા પદકમળનું ધ્યાન કરીને સદા ધ્યાનસ્થ રહે." ભજનનો સરળ માર્ગ તમે જાણોછો. માટે તમે ધ્યાન અને યોગનો અભ્યાસ કરતાં નથી. ધ્યાન અને યોગનો તમે ત્યાગ કર્યો છે, તેથીજ શ્રીકૃષ્ણ તમારા થયાછે. માટે હવે પ્રપંચ કરવો મૂકી દો. ભજનનો એ સહજ માર્ગ મને બતાવો. શું કરીને તમે તેને વશ કર્યા તેજ માત્ર મને શીખવો. એ દુષ્પ્રાપ્યની પ્રાપ્તિ, જે રીતે થાય તે રીત મને શીખવો. ખરે ! ઝાડુ કહાડનારની શેરીમાં જઇ ઝાડુ કહાડવા જેવું કામ મેં કરવા માંડયુંછે. હું ઝાડુ કહાડવા જાઉં છું કે ઝાડુ કેમ કહાડવું તે શીખવા જાઉં છું ? ઝાડુ કહાડવાનો ખરો અધિકાર એ કામ કરનાર લોકનો છે. મને તો તે કામ આવડતુંજ નથી; માટે તો તમારી પાસે આવ્યોછું. જો કૃપા થાય અને કોઇ દિવસ મને શીખવો તો ઝાડુ કહાડી મારૂં અંતઃકરણ શુદ્ધ કરૂં. તમારા ઉપર ઉપકાર કરવા આવ્યો નથી પણ હું મારા પોતાના લાભ માટે આવ્યોછું. પુરૂષો સ્વાર્થપરાયણ છે માટે તેમને નિઃસ્વાર્થી થવાની તમે શિક્ષા આપો. એ ધન મળ્યાથી હું તમને અધીન થઇશ. હું એકવાર મારી જાતને ભૂલીને તમને શુદ્ધ પ્રેમથી ચાહું તો કૃતાર્થ થાઉં, અને જીવન સફળ

માનું. તેમ થયેથી તમે તે હું અને હું તે તમે બની જઇશું. ત્યારે આપણે પ્રાણ સાથે પ્રાણ મેળવી યુગલ બનીને તે પ્રકૃતિપુરૂષના યુગલ રાજ્યમાં યુગલ સ્વરૂપનાં દર્શન કરી કૃતાર્થ થઇશું. યુગલ થયા વગર યુગલ રાજ્યમાં પ્રવેશ કરવાનો અધિકાર હોતો નથી. કૃપા કરી મને પ્રાણ સાથે પ્રાણ જોડવાનો માર્ગ બતાવો. આ વિષયમાં તમે મારાં અધ્યાપક છો. પ્રાણાધિકે ! રામ સીતાને અને યુધિષ્ટિર દ્રૌપદીને અરણ્યમાં સાથે લઇ ગયા હતા. તેનું કારણ શું હશે? તમેજ સકળ કર્મનું મૂળ છો. પ્રિયતમે ! તમારા વિના કોઇ કાર્ય સિદ્ધ થતું નથી. જુઓ પ્રણયિની ! તેમનું કાર્ય પૃથ્વીનો ભાર હરણ કરવાનું હતું, તે શક્તિ વગર શું સિદ્ધ થાય કે? માટેજ તેમણે શક્તિ સાથે પ્રયાણ કર્યું. જો સીતાને સાથે લીધાં નહોત તો કદાપિ રાવણનો વધ થાત કે? દ્રૌપદી ન હોત તો શું દુર્યોધન ઇત્યાદિનો અંત આવત કે? એ વિષય ઉપર ગ્રંથો લખી શકાય એમ છે. પણ જરાક વિચાર કરશો તો મારૂં કહેવું સત્ય છે કે મિથ્યા તે તમે સમજી શકશો. મારે કાંઇ પૃથ્વીનો ભાર હરણ કરવો નથી તેથી મારે હમેશાં શક્તિ સાથે રહેવાની જરૂર નથી. મારે માત્ર તમારી છાયાની જરૂર છે; હું કદી પણ તેના વગર રહેતો નથી. હમેશાં હૃદયના એક એકાંત ખુણામાં તમને પધરાવીને હું તમારૂં પૂજન કરીને તૃપ્ત થાઉંછું; તોપણ કોણ જાણે શા માટે તમારી અકૃપા થાય છે કે અનેક પ્રયત્ન કર્યા છતાં પણ તમારી મૂર્તિને હું ધારણ કરી શકતો નથી. તમે મારી પાસેથી પલાયન કરી જાઓછો માટેજ તમને વારંવાર કહુંછું કે ચતુરાઇ કરવી મૂકી દો અને મારા હૃદય-મંદિરમાં સ્થિર થઇ બિરાજો. મારી પાસે

માત્ર છાયા રૂપેજ રહેજો અને તમારા દેહથી મારાં માતાની સેવા કરજો. હું તેમની સેવા કરૂં તે કરતાં તમે સેવા કરશો તો તેઓ વધારે સંતુષ્ટ થશે. આ વાતને અસંભવિત ગણશો મા. હરકોઇને ધન કરતાં ધનનું વ્યાજ વધારે પ્રિય હોય છે માટે તમને વિનંતિ કરૂં છું કે પૂર્ણ પ્રેમથી માની સેવા કરજો. તમારૂં સઘળું દુઃખ દૂર થશે. માને મારા પ્રણામ કહેજો. મારે માટે ચિંતા છોડી દેવાને વિનંતિ કરજો. તેમને કોઇ પ્રકારની અડચણ પડવા દેશો માં. હમેશાં પ્રસન્નવદન રાખજો. પ્રાણાધિકે ? તમારાથી મારો વિયોગ કયાં છે ? મેં તમારો ત્યાગ કર્યો નથી, અને તમે મારો ત્યાગ કર્યો નથી ત્યારે વિયોગની કલ્પના શાને કરો છો ? ગુપ્ત સ્નેહ તેનુંજ નામ પ્રેમ. હવે હું તમારી રજા લઉં છું. હજુ ઘણુંએ કહેવાનું છે. ભયથી કલમ અટકેછે. તમારા વચનનું પાલન કરજો. છાયા રૂપે હમેશાં મારી સાથે રહેજો કે મારાં ચક્ષુ બંધ હોય કે ઉઘાડાં હોય તોપણ તમે મારી સમીપજ છો એમ મને સાક્ષાત્કાર થાય.

તમારો
હર.

---

## પત્રાંક ૩૯

પ્રાણેશ્વરી !

આજે ફરીથી તમારાં દર્શન કરવા આવ્યો છુ. હું કેવા આનંદમાં કે નિરાનંદમાં મારા દિવસ ગાળું છું, તે તમે સારી પેઠે જાણો છો. સમુદ્રમાં ઝંપલાવી મેં મોટી ભૂલ કરીછે પણ હવે જે થયું તે થયું. તેની ચિંતા કરશો નહિ. આજ એક વિશેષ વાત તમને

કહેવાની છે. તમે થોડા વખતપર એક બે દિવસ માટે તમારા પિતાને ત્યાં ગયાં હતાં? અને ત્યાં જઇને તમને સંતાપ થયો હતો? આ વાત મને સ્પષ્ટ કરીને લખજો. મહોત્સવની ત્રણ દિવસ પહેલાંની એ વાત છે. લખવાનું ચૂકશો નહિ. જ્યાં સુધી તમારો પત્ર નહિ આવે ત્યાં સુધી મારૂં મન સ્થિર થશે નહિ. મારી ખાતર સઘળી હકીકત ચોક્કસ સ્પષ્ટ રીતે લખજો. જે સમયની વાત હું લખું છું તે સમયે તમારાં કાકીએ તમને ઘણી સહાય કરી હતી. આ વાતને એક ગાંડાના પ્રલાપ તરીકે ગણીને તેનો ઉપહાસ કરશો મા. અને જો તમે મારા પ્રત્યે શુદ્ધ પ્રેમ રાખતા હો તો મારી એક વાત કબુલ રાખજો. જો તમે એની અવગણના કરશો તો તમને પોતાને દુઃખ થશે અને સાથે મને પણ થશે. એ વાત બીજી કાંઇ નથી પણ માત્ર આવતા ચૈત્ર સુધી તમારે તમારા પિતાને ત્યાં જવું નહિ. મારાં માથી એક દિવસ પણ દૂર તમારે જવું નહિ. કોઇ ખાસ કારણને લીધે પિતાને ત્યાં જવું થાય તોપણ કદી રાત્રિ રહેશો નહિ. જો બીજીવાર કદી આપણો મેળાપ થશે તો હું તમને આ બાબત ઘણી બારીકીથી સમજાવીશ. હાલ તો નહિંજ. માની પાસે રહેવાથી તમને સુખ થશે. કોઇ પ્રકારનું કષ્ટ થશે નહિ. માનો સહવાસ છોડશો તો તમે વિપત્તિમાં પડશો. કેમ? હવે તમને કેમ લાગે છે? મારાથી દૂર રહેવાથી તમે સુખી નથી? તમે સુખી છો તો હું સુખી છું. બહુ વિચાર કરશો નહિ. તેમ અતિ ઉત્સુક થશો નહિ. કદી મંત્ર સ્મરણ કરવાનું ચૂકશો નહિ. અહિંઆં હું પાંચ દિવસમાં પાંચ વેશ ભજવું છું. મારૂં આજ કાલનું રૂપ તમે જોઇ શકશો નહિ. પાસે હો છો ત્યારે ઘણી વાત

સાંભરતી નથી, પણ જ્યારે દૂર જાઓ છો ત્યારે બધી વાત તાજી થઇ આવેછે. ભલે ! ગમે તેમ થાય પણ મંત્ર ભૂલશો નહિ. કોઇના ઉપર નિષ્ઠુર વ્યવહાર કરશો નહિ. ખરાબ વાત કહીને કોઇના મનને કષ્ટ આપશો નહિ. વડીલો તરફ ભક્તિ કદી પણ કમી કરશો નહિ. માને સેવાથી સંતુષ્ટ કરીને તેનો વિશેષ આશીર્વાદ મેળવવાને પ્રયત્ન કરજો. ગુરૂનાં ચરણ કમળમાં રતિ, મતિ રાખજો. તમારા કૃષ્ણમાં અને ગુરૂમાં કાંઇ અંતર નથી. બન્ને એક છે, એ ભૂલશો ના. સઘળાને પ્રિય થવાનો પ્રયત્ન કરજો. બાળકોની સંભાળ રાખજો. માને મારા પ્રણામ કહેજો. તેઓ મારે માટે ચિંતા ન કરે એવી રીતે વર્તજો. તેમને નારાજ થવાનું કાંઇ પણ કારણ આપશો નહિ. એટલું નક્કી સ્મરણમાં રાખજો કે જો માતા નહિ હશે તો પછી તમે મને આ જગત્માં કદી જોવા પામશો નહિ. માના પ્રાણ સાથે મારો પ્રાણ જોડાયલો છે, એ હું તમને આજ કહુંછું. એ ધ્યાનમાં રાખજો, અને એના ઉપર કદી અવિશ્વાસ કરશો નહિ. એ વિષે વધુ કાંઇ લખવાની જરૂર નથી. તમારી કૃપાથી હું કુશળ છું.

ઉર.

## પત્રાંક ૩૮

પ્રાણેશ્વરી !

થોડા વખતપર તમારી કરુણાનો મને અનુભવ મળ્યોછે. તમે એવાં નહોત તો આ સંસાર ટકત નહિ અને એક પણ આત્મા જીવવા પામત નહિ. તમે મારા પ્રતિ કરુણા કરીને શાંતભાવ ધારણ કર્યોછે તેથી આ મહાસમુદ્ર સ્થિર થયોછે, અને તેમાં તરંગો ઉછળતા અટકયાછે. તમે શાંત થઇને મને પણ શાંત કર્યોછે.

માટેજ તમારા ઉપર મારી આટલી પ્રીતિ છે અને તમને આટલો પરિશ્રમ આપું છું. હાલ પ્રાર્થના એ છે કે તમારી કૃપા ચિરસ્થાયી રાખજો, અને તમારી કૃપા માટે હું અનધિકારી ન થાઉં એવું કરજો. મારા જેવા ભાગ્યવાન આ સંસારમાં થોડાજ હશે. જુઓ, દરેક જીવનું રક્ષણ કરવાને માટે તેને એકેક મા આપેલી છે, પણ હું ઘણો દુર્બળ અને અધમ છું, તેથી મારા રક્ષણનો ભાર ધણી માતા ઉપર નાંખ્યો છે. ખરેખર મને ધન્ય છે અને તે પરમ કરુણાનિધાનની કરુણાને પણ ધન્ય છે. મારી ચિંતા કરશો નહિ. હું જ્યાં હઉં ત્યાં તમારી કૃપાથી તે પ્રાણપતિના પ્રેમ અને કૃપાનાં દર્શન મને થાયછે. ખાસ તમારી ખાતરજ તમારા **શ્રીકૃષ્ણ** મારા ઉપર આટલી બધી પ્રીતિ રાખે છે, અને મારો આદર કરે છે. જેમ જેમ તમે તેને વધારે અને વધારે પ્રિય બનતાં જશો તેમ તેમ મારા ઉપર તેની પ્રીતિ વધતી જશે કારણકે હું તમારો છું. માટેજ તમે નિરંતર તેના નામ અને પ્રેમમાં નિમજ્જન કરીને કાળ નિર્ગમન કરજો. બીજા વિચારથી મનને ખરાબ કરશો નહિ. નિરંતર એ પ્રેમમય સમુદ્રમાં ડુબકી મારીને એ અમૃતનું પાન કરજો. કદાચ વિષ પીશો તોપણ તમને તેની લેશ માત્ર પણ અસર થશે નહિ. વિષની જવાળાથી તમે કદી તપ્ત થશો નહિ. તોપણ જો કોઇ હતભાગ્ય એ પ્રેમ સમુદ્રમાં પડીને મારી પેઠે પોતાનું મ્હોં બંધ કરી રાખે તો તેની વાત જુદી છે. તે તો સદાએ બળી રહ્યો છે. તેના તાપના શમનનો કોઇ ઉપાય નથી. એમ નહિં સમજતાં કે હું અસત્ય લખું છું. કૃષ્ણપ્રેમ રૂપી સમુદ્રમાં પડીને શું કોઇ દાઝી શકે છે? જેનાં દર્શનથી કોટિ કામનું નિવારણ થાયછે તેનો સ્પર્શ થતાં શું અગ્નિ રહેવા પામે? જટિલા અને કુટિલાનું દષ્ટાંત લો. તેઓએ એ પ્રેમમય મૂર્તિનું દર્શન કર્યું

છતાં પણ તેઓ કેમ સંતપ્ત હતાં ? ચંદ્રાવલી પણ એજ સરોવરમાં નિમગ્ન હતી તોપણ શ્રીરાધિકાના જેટલી શાંતિ પામી શકી નહોતી. જુઓ ! સાધકો સાધના કરતાં કરતાં પણ ઘણીવાર પતિત થાય છે. તેઓ તેજ મહાસમુદ્રમાં છે છતાં પણ કેમ તપે છે ? કારણ કે એજ પ્રેમ સરોવરમાં અનેક ઝેરી સર્પનો પણ વાસ છે. એ સમુદ્રના પાણીમાં સકામપણે ક્ષોભ ઉત્પન્ન કર્યાથી તે સર્પો દશન કરેછે. જેઓ મુખ બંધ કરી રાખેછે તેઓ અમૃત પાન કરી શકતા નથી. તેઓજ તપે છે અને તેઓજ મૃત્યુને વશ થાય છે. માટે કહુંછું કે મારી પેઠે મ્હોડું બંધ કરશો ના. જો કોઇ મહાતપશ્ચર્યાના બળથી આ સમુદ્રમાં તમે ડુબકી મારી શકો તો યથેચ્છ પાન કરજો. તેમ કર્યાથી તમને ભય સ્પર્શ કરી શકશે નહિ. આ શબ્દોને ભૂલી જજો. એતો માત્ર ટાયલું છે અને કદાચ તમને કંટાળો ઉત્પન્ન કરશે. કારણકે ઉનો ઉનો બિરંજ જમ્યા પછી ટાઢો ભાત કદી સ્વાદ આપતો નથી. મારાં પૂજ્ય માતુઃશ્રીને મારા પ્રણામ કહેજો અને મારે માટે એક ક્ષણ પણ ચિંતા ન કરે એવી વિનંતિ કરજો. જેમણે એમનો આશીર્વાદ મેળવ્યો છે તેમને ચિંતા હોયજ નહિ. તે નિશ્ચિંત રહેશે તો હું નિશ્ચિંત રહીશ. જો ઝાડનું મૂળ રસથી ભરપુર હોય તો ફળ રસયુકત હોવુંજ જોઈએ. માટે તેમને હંમેશાં પ્રસન્ન રાખજો. તેમની નિરંતર સેવા કરજો. તમારા ઉપર જો તેમની કૃપાદૃષ્ટિ હશે તો તમારી સઘળી કામના પૂર્ણ થશે. તમારી ઇચ્છા પ્રમાણે વર્તજો. તમે ઇચ્છામયી છો.

હર.

સમાપ્ત.

## પરિશિષ્ટ અ

મનુષ્યો ઘણીવાર ભક્તિના બળથી અલૌકિક આધ્યાત્મિક શક્તિઓ મેળવેછે. અમે 'ઘણીવાર' એટલા માટે લખીએ છીએ કે હમેશાં તેમ બનતું નથી. ઉચ્ચ કોટિના ભક્ત છતાં આધ્યાત્મિક શક્તિ વગરના અનેક સંતો છે. તેમ જેમને જન્મથીજ આવી શક્તિઓ મળી હોય એવા પણ દૃષ્ટાંત છે. કોઈ કોઇ વાર બાળપણમાંથી જ આ શક્તિઓ પ્રકટ થાય છે. વળી કોઇવાર જરાક વય વધતાં બહાર નીકળી આવે છે. સાધારણરીતે આવા પુરૂષો પોતાની શક્તિને સ્વાર્થ સાધનમાં વાપરે છે

કલકત્તામાં થોડાજ વખત ઉપર થઇ ગયેલો હુસેનખાન અદ્ભૂતમાં અદ્ભૂત શક્તિ ધરાવતો. હજી પણ આ વાતની સાક્ષી પૂરનાર હજારો મનુષ્યો છે. તે ×હોમ કરતાં પણ વધારે ઉચા પ્રકારની શક્તિ ધરાવતો. તે હરકોઈ વખતે ઉચા પ્રકારનું ભોજન લાવી શકતો. કલકત્તા મ્યુનિસિપાલિટીના માજી કલેકટર બાબુ ઉમેશ ચંદ્ર દત્ત નીચે મુજબ પોતાનો અનુભવ લખે છે:—

" હું મારા દિવાનખાનામાં હુસેનખાન સાથે બેઠો હતો. એટલામાં રસ્તામાં એક નારંગી વેચનાર આવ્યો. અમે તેને ઉપર બોલાવ્યો. તે આવ્યો તો ખરો પણ હુસેનખાંને પૈસે પૈસે નારંગી માગી તે પ્રમાણે આપવા તે કબુલ થયો નહિ. આથી તેને અમે રજા આપી. પણ તે દાદર અડધો ઉતર્યો નથી એટલામાં તો અમારી બધાની અજાયબી વચ્ચે ટોપલીમાંની નારંગીઓ ફડાફડ ઉપર આવી

---

×અમેરિકાનો પ્રખ્યાત આત્મિક શક્તિ સંપન્ન પુરુષ (Psychic.)

હુસેનખાનના ખોળામાં પડવા લાગી.” હુસેનખાન આવી શક્તિ ધરાવતો હતો. ગુરુત્વાકર્ષણ તથા કુદરતના બીજા બધા નિયમોને તે પોતાની શક્તિ વડે વશ કરતો. છતાં પણ તે સદ્‌વર્તનશાલી નહતો. સારાંશમાં તે પૂરેપૂરો બદમાસ હતો અને ઘણી વાર છેક કાળાં કૃત્યો કરવામાં પોતાની શક્તિનો ઉપયોગ કરતો.*

છતાં કોઇ કોઇ વાર એવું પણ બનેછે કે એવી આધ્યાત્મિક શક્તિઓ પ્રાપ્ત કર્યાથી કેટલાક નાસ્તિક માણસો ભક્ત થઇ શક્યા છે. વળી જેઓ જન્મથીજ આધ્યાત્મિક શક્તિ ધરાવેછે તેઓ ઘણીવાર ધર્મપરાયણ હોયછે. એવા મનુષ્યો ઘણીવાર નવીન ધર્મ કે સંપ્રદાયના સ્થાપનાર બનેછે. તેઓ બીજાઓના વિચારનું પરિવર્તન કરી પોતાના મત તરફ તેમને આકર્ષી શકેછે. એવી શકિતઓને લીધે તેઓ પ્રભુના કૃપાપાત્ર તરીકે પૂજાયછે.

કવેકર, મૅથોડીસ્ટ, વેસ્લી ઇત્યાદિ સંપ્રદાયના સ્થાપનારાઓ તથા ભરતખંડમાં પ્રચલિત સંપ્રદાયોના સઘળા સ્થાપનારા અલૌકિક શકિતધર પુરૂષો હતા. લ્યુથર વિષે પણ એવું કહેવાય છે કે તે પરલોકના આત્માઓને જોઇ શકતો. જગતના મહાન શકિતધરોમાં ઇસુ, મહમદ અને ગૌરાંગ ઇત્યાદિની ગણના થાય છે. તેમણે સંપ્રદાય નહિ પણ નવા ધર્મો સ્થાપ્યાછે. હાલમાં આપણા દેશમાં ઠાકુર હરનાથ બૅનરજી નામે એક ઉચ્ચત્તમ કોટિના ભકત અને અલૌકિક શકિતસંપન્ન મહાત્મા શાંત અને અતિ ગુપ્ત રીતે જીવન ગાળેછે. તેમને વિષે અમે છેલ્લા અંકમાં કંઇક લખી ચૂક્યા છીએ.

---

*આખરે તેની સઘળી શકિત ક્ષીણ થઈ અને છેવટે તેને જેલમાં જવું પડયું હતું.

હરનાથજીના સેંકડો અનન્ય ભક્તો છે. તેઓ તેમને ઈશ્વર તુલ્ય માને છે. તેમાંના એક બાબુ **અટલ બિ**હારીએ, એ મહાત્માએ પોતાના શિષ્યો પ્રતિ લખેલા પત્રો એકઠા કરી, પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ કર્યાછે. પુસ્તકના પ્રારંભમાં ઠાકુર હરનાથજીનુ ટુંકું જીવન ચરિત્ર આપ્યું છે. બાબુ **અટલ બિ**હારીએ કૃપા કરીને અમને એ પુસ્તક મોકલાવ્યું તે ઉપરથી અમે એ મહાત્મા વિષે તથા એમની આધ્યાત્મિક શક્તિઓ વિષે જાણી શક્યા. ત્યાર પછી તો અમે એમની સાથે સ્વતંત્ર પત્રવ્યવહાર કર્યો છે.

હરનાથજી સાચા ભક્તની પેઠે અપ્રસિદ્ધ રીતે જીવન ગાળે છે. તેમને કીર્તિ કે પ્રશંસા ગમતાં નથી. આ કારણથી અમારે તેમની સાથે ઘણીજ ખાનગી રીતે પત્ર વ્યવહાર કરવો પડ્યો છે. પ્રથમ તો અમે તેમને 'હિંદુ સ્પિરીચ્યુલ મૅગેઝિન'નો એક અંક મોકલાવ્યો.

અમેરિકામાં ઉત્પન્ન થયેલી અને ત્યાંજ વૃદ્ધિને પામેલી આધ્યાત્મિક વિદ્યા વિષે તેમને કંઇપણ જ્ઞાન નહોતું અને એમની પોતાની શક્તિઓની ઉત્પત્તિ અને સામર્થ્ય વિષે પણ એમને પૂરો ખ્યાલ નહોતો. માત્ર તેમને એટલીજ ખબર હતી કે આ શક્તિઓને જાહેર કર્યાથી પોતે પ્રસિદ્ધિને પામેછે, હજારો મનુષ્યોને આકર્ષી શકેછે અને તેથી પોતાના સાધન ભજનમાં અત્યંત વિક્ષેપ થાયછે. એ હેતુથી પોતે અપ્રસિદ્ધ રહેવાને બનતો પ્રયત્ન કરેછે, અને માંદાઓ સિવાય બીજા આગળ તે કદી પણ પોતાની શક્તિઓ વાપરી બતાવતા નથી. આ વિષયમાં એમનો આગ્રહ ઘણોજ દૃઢ છે, પણ 'હિંદુ સ્પિરીચ્યુલ મેગેઝિન' વાંચીને તેમણે અમને ઉત્તર આપવાની કૃપા કરી. અમે તેમના પત્રના થોડાક ભાગનો માત્ર સારાંશ આપીએ છીએ:–

" તમારા માસિકમાં જે અમાનુષિક શક્તિઓ વિષે તમે લખોછો તેથી મને લેશ માત્ર પણ નવાઇ લાગતી નથી; કારણકે એવી શકિત મારી પાસેછે અને હું ત્રણ ચાર વર્ષનો હતો ત્યારથી એ બાબત મારા જાણવામાં છે. મારાં મા અને બ્હેન ઘણીવાર વસ્તુઓ સંતાડી દઇ મને ખોળવાનું કહેતાં ત્યારે હું તરત ખોળી આપતો. એકવાર મારી પરીક્ષા કરવા તેમણે ડાંગરના ગંજાવર ઢગલામાં સોપારીનો વાડકો સંતાડયો અને પછી મને ખોળી કાઢવા કહ્યું. હું કહેતાંની સાથેજ નીસરણી ઉપર ચ્હડયો અને ઢગલામાંથી વાડકો ખેંચી લાવ્યો."

સઘળા આધ્યાત્મિક શકિતધર પુરૂષોની પેઠે તેમને પણ અચેતનાવસ્થા પ્રાપ્ત થતી. કૉલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારે કલાકના કલાક સુધી એવી અવસ્થામાં બેસી રહેતા. જ્યારે કોઈ તેમને બળાત્કારથી જગાડતું ત્યારે પણ કલકત્તાના રસ્તા ઉપરથી નદ્દન બેભાન અવસ્થામાં ઘેર જતા. પણ સૌથી ગાઢ મૂર્છા જમ્મુથી શ્રીનગર જતાં રસ્તામાં તેમને આવી હતી. (એનો હેવાલ ઉપોદ્ઘાતમાં આપ્યો છે તેથી પુનઃ આપતા નથી.)

આ અને અટલબિહારીએ લખેલી સઘળી બાબતો સત્ય છે એમ તે પોતે સ્વહસ્તે લખે છે. આમ છતાં પણ નિશ્વદ્રષ્ટિ કે એવી બીજી કોઇ શકિત વિષે તેમણે આજ સુધી સાંભળ્યું ન હતું. આ માસિક વાંચ્યાંથી તેમના જાણવામાં આવ્યું કે તેમનાં જેવા શકિતસંપન્ન પુરૂષો અનેક છે. ઘણાઓ પાસે એવી શકિત હતી અને આજ પણ છે, પરંતુ આધુનિક સમયમાં ઠાકુર હરનાથ કરતાં વિશેષ તો શું પણ તેટલીજ શકિત ધરાવનાર પુરૂષ અમારા જાણવા-

માં આવ્યો નથી. એમની શક્તિઓ એટલી બધી છે કે ઘણીવાર તેથી એમને પોતાને કંટાળો આવે છે, અને એ શક્તિઓ ક્ષીણ થાય એવું પણ તે ઇચ્છેછે. જીવનનો પ્રધાન હેતુ ઇશ્વરભક્તિ કરવાનો છે; કંઇ પોતાની શક્તિઓવડે વિનોદ કરવા કે કરાવવાનો નથી એવું પોતે માનેછે.

હુસેનખાન, હોમ, પ્રભૃતિ જગતના આધ્યાત્મિક શક્તિવાળા પુરૂષોમાં અને હરનાથમાં એક પ્રકારનો ચોકખો તફાવત છે. તે લોકો અલૌકિક શક્તિ ધરાવતા ખરા પણ હરનાથમાં એ સઘળી શક્તિઓ ઉપરાંત ઉચ્ચ કોટિના સંતના ગુણ છે. બીજાઓ સ્થૂળ ઇંદ્રિઓને લગતા ચમત્કાર કરી શકતા. જેમકે વસ્તુઓ અદ્ધર રાખતા અથવા ખસેડતા પણ હરનાથ નાસ્તિકોને ભક્ત બનાવેછે, અસાધ્ય વ્યાધિ મટાડેછે અને હિંસક પ્રાણીઓ પાળેલાં જાનવર પેઠે તેમને અનુસરે છે અને તેમના હાથ, પગ ચાટેછે.

હરનાથ વિષે કહેવાતી સિદ્ધિઓ તદન નજ મનાય એવી છે તેથી જે બાબત માટે અને **પ્રત્યક્ષ પ્રમાણ** મળ્યું નથી તેને અમે સ્વીકારી નથી.

હરનાથની સિદ્ધિઓમાંની કેટલીક મુખ્ય મુખ્ય અત્રે ગણાવીએ છીએ:—

(૧) નાસ્તિકોના જીવનમાં પરિવર્તન કરી તેમને પવિત્ર ભક્તો બનાવવાની શક્તિ.

(૨) હિંસક પ્રાણીઓને વશીભૂત કરવાની શક્તિ.

(૩) પોતાના સ્થૂળ દેહથી લિંગ દેહને છૂટો પાડી તેને ઘણે દૂર મોકલવાની શક્તિ.

(૪) ભવિષ્ય જાણવાની શકિત.

(૫) અન્ય લોકમાં રહેનાર આત્માઓના તથા અતિ દૂરના શબ્દ સાંભળવાની શકિત.

(૬) અપારદર્શક વસ્તુમાંથી અથવા ઘણે દૂરની વસ્તુ જોવાની શક્તિ.

અમને એક ધર્મપરાયણ ગૃહસ્થ તરફથી નીચેનું લખાણ મળ્યું છે. તેમનું નામ અમે જાણીએ છીએ છતાં જાહેરમાં મૂકી શકતા નથી. ઠાકુર હુરનાથ બૅનરજીના તે એક મુખ્ય શિષ્યછે. તે લખેછે કે:—

"તમારા માસિકમાં ઠાકુર હુરનાથ બૅનરજીની અદ્‌ભૂત શક્તિઓની તમે નોંધ લીધી હતી. હું તેમને વિષે જે કંઇ જાણુંછું તે જાહેરમાં મૂકવાની મને રજા આપશો. તમે તેમને આધ્યાત્મિક શક્તિ ધરાવનાર મનુષ્ય તરીકે સ્વીકારો છો તેનું રહસ્ય મારાથી સમજાતું નથી.

"હું તો માત્ર તેમને એક મહાત્મા તરીકેજ પિછાણુંછું. તે પોતાની અદ્‌ભૂત શકિતઓ વડે જનસમાજને વિનોદ આપવા ઇચ્છતા નથી. પ્રથમ મારો તેમની સાથે સમાગમ શી રીતે થયો તે હું લખું છું."

" વાવ્ય પ્રાંતના એક રેલ્વે સ્ટેશન ઉપર મારો તેમની સાથે મેળાપ થયો હતો. તેમનો દેખાવ માન અપાય તેવો ન હતો. કોટ પાટલુન મેલાં હતાં. દાઢી અને ટોપી ઘણાંજ ખરાબ હતાં. મેં તેમની સાથે તોછડાઇથી વાત કરી પણ આથી તેમને જરા પણ ક્રોધ ચડયો નહિ ઉલટું તે મારા તરફ પ્રેમથી જોવા લાગ્યા. બીજીવાર થોડાવખત પછી તે મારી નજરે પડયા અને ભાગ્યવશાત્ કેટલાંક મનુષ્યો તેમની વાત સાંભળતાં હતાં ત્યાં હું જઇ ચ્હડયો. તેમણે રાતના આઠ વાગે બોલવું

શરૂ કર્યું તે છેક બે વાગે પૂરૂં કર્યું. તેમના કથનનો વિષય ઇશ્વર સંબંધી હતો. અમે સઘળા મંત્રમુગ્ધ બની ગયા હતા. મારા સમગ્ર જીવનમાં આના જેવો બીજો આનંદમય સમય મેં કદી ગાળ્યો નહોતો. જે લોકો ત્યાં હાજર હતા તેઓ સઘળા તેમને ઉચ્ચત્તમ પદવીના મહાત્મા તરીકે સ્વીકારવા લાગ્યા. થોડીવાર પછી તેમણે મારી સાથે વાતચીત કરી. મને શું કહ્યું હશે? તેમણે મારૂં બધું ભૂતકાળનું જીવન વાંચી બતાવ્યું તેમણે કહ્યું:—

'તમને મલેરિયા તાવ આવતો હતો. તમે દિલ્લીથી ગાઝીઆબાદ ગયા હતા ત્યાં તમને પ્રથમ શૂળનું દરદ જણાયું હતું. હજી પણ તમને તે દરદ છે.'

"આ પ્રમાણે, તેમણે એક પછી એક સઘળી ભૂતકાળની બિના કહી બતાવી. થોડા વખતમાં મારા સઘળા મિત્રો સાથે તેમને પરિચય થયો. મારૂં શૂળનું દરદ તેમણે મટાડયું. વ્યાધિ મટાડનાર તરીકે તેમના સમાન કોઇ નથી. તે અદ્દ્ભૂત રીતે લોકોને સાજા કરેછે. કશી દવા આપતા નથી. એકને કૃષ્ણનું નામ લેવાનું કહેછે. બીજાને વળી કાંઇ બીજું કહેછે પણ સૌની પાસે કાંઇને કાંઇ ધર્મનીજ ક્રિયા કરાવેછે. તેમણે સાજા કરેલા વ્યાધિઓ ઘણા ખરા અસાધ્યજ હતા."

"મારૂં એકલાનુજ નહિ પણ ઘણાનું ભૂતકાળનું જીવન તેમણે કહ્યું હતું. તમે લખોછો કે તે પોતાના દેહમાંથી બહાર આવી શકે છે એવો બનાવ મેં જાતે ઘણીવાર જોયો છે. માત્ર થોડાંજ દ્રષ્ટાંત આપુંછું."

"તે જ્યાં રહે છે તે ગામમાં મારા કાગળને જતાં ત્રણ દિવસ લાગેછે. હમેશાં મારા કાગળના જવાબ મને છઠ્ઠે દિવસે મળેછે. પણ એકવાર મેં તેમને કાગળ લખ્યો તેને ત્રીજેજ દિવસે મારા ઉપર તેમનો પત્ર આવ્યો. આ તેમના શબ્દો:—

'હું તમને મારા લિંગ દેહવડે જોવા આવ્યો હતો ત્યારે મેં તમને કાગળ લખતાં જોયા. ઘણું કરીને તમે મારો વિચાર કરતા હતા તેથીજ હું તમારા તરફ ખેંચાયો હોઇશ. તમે કાગળ લખતા હતા તે મેં વાંચ્યો છે. હજી તે મને પહોંચ્યો નથી પણ હુ તમને તેનો જવાબ આપુછું'* "એ જવાબ વાંચ્યા પછી મારી ખાત્રી થઇ કે તેમણે જરૂર મારો કાગળ વાંચ્યો હશે. ખરેખર જે દિવસે મેં કાગળ લખ્યો તેજ દિવસે એ ઉત્તર લખાયો હતો."

"એકવાર તેમણે મને લખ્યું કે તમારા ઉપર ભારે વિપત્તિ પડવાની છે પણ ડરશો નહિ. કૃષ્ણ રક્ષણ કરશે. આમ કહ્યાને થોડાકજ દિવસ થયા ને મને શીતળા નીકળ્યા. સત્તર કે અઢાર દિવસ સુધી હું તદ્દન બેભાન રહ્યો. પણ એવી અવસ્થામાં હું તેમને મારી પથારીની પાસે બેઠેલા અને મધુર વચનથી મને આશ્વાસન આપતા હું જોતો. મેં આ વાત મારી સ્ત્રીને કહી. તે સાંભળીને રડવા લાગી. તે એમ સમજી કે કદાચ મારો અંતકાળ પાસે હશે. પણ થોડાકજ દિવસમાં ઠાકુરે કાગળમાં મારી સ્ત્રીને લખ્યું કે તમે ચિંતા કરશો નહિ. એતો હું તમારી પાસે આવીને બેસતો હતો."

* પોતે શિષ્યોની પાસેજ છે અને તેમનું રક્ષણ કરવાને તે હમેશ હાજર છે એવું શિષ્યોના મન ઉપર ઠસાવવાને માટેજ કોઈ કોઇવાર ઠાકુર આવા ચમત્કાર કરેછે.

"હવે મારા જીવનના એક ખરેખરા અણીના બનાવ વિષે હું કહું છું. ઠાકુર હરનાથે મને પવિત્ર જીવન ગાળવાનું અને ઇશ્વર ભક્તિ કરવાનું શીખવ્યું હતું. તેમ કરવાને હું બનતો પ્રયત્ન કરતો હતો. એકવાર ભરતખંડનાં તીર્થોની યાત્રાએ નીકળેલી એક સ્ત્રી મારા સ્ટેશન ઉપર આવી રહડી. તે શ્રીમંત છે એમ હું જાણતો નહતો, કેમકે તેનો પોશાક સંન્યાસિનીનો હતો. મેં તેનો મારી શક્તિ પ્રમાણે સત્કાર કર્યો અને મારી સેવાથી તે શા માટે ઘણી ઉપકૃત થઇ તેનું કારણ હું જાણતો નથી. પછી તે ઘેર ગઇ અને ત્યાં ગયા પછી તેણે મને એક સ્નેહપૂર્ણ પત્ર લખ્યો અને સાથે કંઇક ભેટ પણ મોકલી. એ પત્ર તેની તરુણ વિધવા કન્યાએ લખેલો હતો. પ્રથમ તો તે બાલિકા પોતાની માતાને નામે પત્ર લખતી પણ પાછળથી તેણે સ્વતંત્ર પત્રવ્યવહાર કરવા માંડયો. આ પ્રમાણે અમારી વચ્ચે કેટલા મહિના સુધી પત્રવ્યવહાર ચાલ્યો અને ક્રમે ક્રમે અમારા ઉભયના હૃદયમાં સ્નેહની જ્યોતિ પ્રકટવા લાગી. આખરે એ સ્નેહે ઘણું જોર કર્યું. તેણે મને લખ્યું કે મારી માતા ઘણીજ શ્રીમંત છે. હું તેની એકની એક પુત્રી છું અને જો તમે અત્રે આવશો તો મારૂં ધન, મારો દેહ અને મારૂં સર્વસ્વ તમને અર્પણ કરીશ."

"આ પત્ર વાંચવાની સાથેજ મારૂં મગજ ફરવા લાગ્યું અને તેના તરફનું આકર્ષણ ઘણુંજ બળવાન થયું. હું નોકર હતો, તેથી મેં રજા માટે મારા ઉપરીને લખ્યું. રજા પણ એકદમ મંજુર થઇ. હવે બ્હીક માત્ર ઠાકુર હરનાથજીની રહી. પણ તેમને ગમે તેમ કરીને છેતરવાનો મેં મનસુબો કર્યો. મેં તેમને લખ્યું કે મેં રજા લીધી છે અને થોડા વખતમાં બહારગામ જવાનો છું અને રજા પૂરી

થયે પાછો હાજર થઇશ. ઠાકુરે તરતજ મને પૂછાવ્યું કે શા માટે જાઓ છો? તેના જવાબમાં મેં ખરી વાત ન કહી પણ મારા વિશ્વદષ્ટિવાળા સર્વજ્ઞ મહાત્મા ગુરુને મારા જવાબથી સંતોષ ન થયો. તેમણે મને પોતાના છેલ્લા કાગળમાં લખ્યું કે તમે મને ઠગો છો. તમે થોડા વખતમાં અવનિતિએ પહોંચવાની તૈયારીમાં છો. પણ યાદ રાખજો કે હું તમારી પાછળ આવી તમને બચાવીશ".

" આ ચેતવણીને પણ મેં કાને ધરી નહિ. સુંદર સ્ત્રી અને તેની દોલતના લોભથી હું વિહ્વલ થઇ ગયો. મારી સદ્‌બુદ્ધિનું બળ નષ્ટ થયું. સ્ત્રી અને ધનને માટે હું નરકમાં ઝંપલાવવા તત્પર થયો. હું ઠાકુરથી દર કલાકે સેંકડો માઇલ દૂર જતો હતો. હું સમજતો હતો કે આટલે બધે દૂર તે શી રીતે આવશે? મનની આવી સ્થિતિમાં મેં ઘર છોડયું અને સપાટા બંધ નરક તરફ જવા લાગ્યો."

"જ્યારે હું ત્યાં પહોંચ્યો ત્યારે મારો ઘણાજ પ્રેમથી તે વૃદ્ધ માતાએ સત્કાર કર્યો. મને ઉત્તમ પકવાન્ન જમાડયાં અને એક સુશોભિત ઓરડામાં મને મુકામ આપ્યો. અમે તે ભવ્ય મહેલમાં નોકર ચાકર સિવાય માત્ર ત્રણ જણ હતાં. તે વૃદ્ધ માતા, હું, અને તેની તરુણ વિધવા પુત્રી. રાત્રે હું સૂઇ ગયો કે થોડીજ વારમાં તે બાળા મારા ઓરડામાં આવી. તે અલૌકિક રૂપસંપન્ના હતી. અત્યાર સુધી તેણે પોતાનું કૌમારવ્રત પાળ્યું હતું."

"પણ પ્રભુની લીલા અગમ્ય છે. હું જાણતો નહતો કે અમારા ઉભયનૢ કલ્યાણ માટે અમારો આવી રીતે મેળાપ થયો હતો. જ્યારે તે બાળા મારી પાસે આવી ત્યારે મારૂં અંતઃકરણ મને ડંખવા લાગ્યું. તે વિશ્વાસપૂર્ણ માતાએ મને પુત્ર તરીકે ગણ્યો

હતો અને હું તેના ગળામાં છરી ઘોચવા તૈયાર થયો હતો. કોઇ નોકર કે માતા પોતે રખેને આવી પડે તેની મને મોટી ફિકર હતી. તેથી મેં તે બાળાને પૃછ્યું કે બધાં બારણાં બંધ કર્યાં ? તેણે કહ્યું 'હા'. તોપણ મારી ખાતરી ન થઇ."

"મેં મીણબત્તી લીધી અને અમે બન્ને જણે બારણાની સાંકળ બરાબર તપાસી જોઇ. બરાબર બંધ છે એમ જાણીને અમે પાછા આવ્યાં અને શય્યામાં બેઠાં. પણ એટલામાં તો ઉઘાડી બારી આગળથી કંઇક અવાજ આવ્યો. મારો ઓરડો બીજે માળ હતો. શેનો અવાજ છે તે જોવાને મેં ઊંચે જોયું. સત્યાનાશ વળી ગયું ! ઠાકુર હરનાથ પોતે જાણે હવામાં અદ્ધર લટકતા હોય તેમ ઉભા હતા. થોડા વખતપર એક ખમીસ શીવડાવી મેં તેમને મોકલાવ્યું હતું તેજ ખમીસ તેમના અંગ ઉપર હતું. તે મને નરકમાંથી ઉદ્ધારવા આવ્યા હતા. પણ અત્યારે મને તે કડવા ઝેર લાગતા હતા. તે મારા ગુરુ છે, મુકિત આપનાર છે અને મને પાપમાંથી ઉગારવા આવ્યા છે એ વાત હું તદ્દન વિસરી ગયો. મેં કહ્યું, 'તમારૂં અહિ કંઇ કામ નથી. તમને અહિ કોણે બોલાવ્યા હતા ? ચાલ્યા જાઓ !' આ ઉપરથી તે છોકરીએ પણ બારી તરફ જોયું અને મને આશ્ચર્યથી પૂછ્યું કે તમે કોની સાથે વાત કરો છો ? મેં કહ્યું તમે જોતાં નથી ? પણ જેવું તેણે બારી તરફ જોયું કે તરત ઠાકુર અલોપ થઇ ગયા. તેણે મને ફરીથી પુછ્યું કે એ કોણ હતું ? મેં તેને કહ્યું કે હું તમને પછીથી કહીશ. તે મારા ગુરુ હતા. ચાલો આપણે બારી બંધ કરી આવીએ."

"બીજીવાર મને વિક્ષેપ ન થાય તેટલા માટે મેં

તમામ બારીઓ બંધ કરી. પાપમાં ઝંપલાવવાનો મેં નિશ્ચય કર્યો હતો. નરકે જવા હું તૈયાર થયો હતો. તેથી બારી બારણાં બંધ કરી હું પુનઃશય્યા ઉપર આવી બેઠો. પણ ઠાકુર મારાથી હારે તેમ નહતા. નરકે જવાનો જેવો મારો આગ્રહ હતો તેના કરતાં મને ઉગારવાનો આગ્રહ તેમનો વિશેષ હતો. શું તે દયાનિધિ નથી? શું પ્રાણીમાત્રપર તેમનો સ્નેહ ઢળી જતો નથી? નહિ તો વાઘ, ચિત્તા, સર્પો, અજગરો, પશુ પંખીઓ શા માટે તેમની પાછળ ગેલ કરતાં કરતાં આવે? તેમણે ઘરનાં બારણાં ધમધમાવવા માંડયાં. એટલાતો જોરથી હલાવ્યાં કે જાણે હમણાંજ બધો મહેલ તૂટી પડશે. આથી અમે તો ખુબ ગભરાયાં. અવાજથી નોકરો જાગી ઉઠયા અને તે માતા પોતે પણ જાગી. તે મારા ઓરડામાં આવી. (ત્યાર પહેલાં અમે બારણાં ઉઘાડી નાંખ્યા હતાં) તેણે મારા ઓરડામાં પોતાની દીકરીને જોઇ. છોકરી તેની મા આગળ જૂઠું બોલી. તેણે કહ્યું કે ખડખડાટ સાંભળી હું તો હમણાંજ તમારી સૌની આગળ આગળ આવીછું. હવે મને તેઓએ એકલો સૂવા દીધો નહિ. એક ચાકરને મારી સાથે તેજ ઓરડામાં રાખવામાં આવ્યો. શું ભૂત હશે? શું કોઇ ચોર હશે? એવી એવી શંકાઓ તેઓ કરવા લાગ્યાં. માતાએ કહ્યું હું તો ખડખડાટને લીધે ભર ઉંઘમાંથી જાગી ઉઠી અને બેબાકળી તમારા ઓરડા તરફ આવી."

"ઠીક, હું તે ઓરડામાં સૂતો. તે બાળા પોતાની માની સાથે સૂતી. અમને ઉંઘ આવીજ નહિ. હૃદયમાં એવું મંથન થતું હતું કે અમે બેઉએ આખી રાત ભયભીત અવસ્થામાં અને અશ્રુપાત કરવામાં ગુજારી. મેં તે બાળાને કહ્યું હતું કે મારા ગુરુ

મહાત્મા છે. અને તેમની શક્તિઓ અતિ અદ્‌ભૂત છે. પ્રાતઃકાળે મારૂં મન પાપથી તદ્દન મુક્ત થયું હતું. મારા કરતાં તે બાળાના હૃદયમાં થએલો ફેરફાર વધારે મહત્વનો હતો. 'મને શો બુદ્ધિ વિભ્રમ થયો હશે? ઠાકુર હરનાથ કેટલા કૃપાળુ છે. આજથી મેં મારો આત્મા તેમને શરણ મુકયો છે. તે જરૂર મારૂં કલ્યાણ કરશે'. આ પ્રમાણે તે બાળા બોલતી હતી. ખરે, તેની ભક્તિ અમાનુષિક બની હતી."

"તે દિવસથી મને પવિત્ર જીવન ગાળવાની ફરજ પડીછે. મેં ઇંદ્રિઓ ઉપર અધિકાર મેળવ્યો છે. પણ ઠાકુર હરઘડીએ પુછપરછ કરેછે, સૂચના આપેછે, કેમકે તે બધું જાણે છે અને બધું જુએ છે. તેમની ખાતર મારે શુદ્ધ રહેવું પડેછે."

"ત્યાર પછી હું નોકરીપર હાજર થયો. થોડાક માસ પછી ઠાકુરનાં મને દર્શન થયાં. તેમને પુછ્યું કે તે રાત્રે ખરી અણીની વખતે કોણ મારા કાર્યમાં વિક્ષેપ કરવા આવ્યું હતું? તેમણે જરા હસીને કહ્યું, 'શ્રીકૃષ્ણ પોતે હશે.' મેં કહ્યું, 'નહિ, તેની તો તમારાજ જેવી આકૃતિ હતી. મેં જે ખમીસ તમને મોકલ્યું હતું તે ખમીસ પણ તેણે ધારણ કર્યું હતું.' તેમણે જવાબ આપ્યો, 'એતો તમે મને ચાહોછો તેથી જ્યાં ત્યાં મને જુઓ છો. પ્રેમની એ એક નિશાની છે."

ઠાકુર હરનાથની સિદ્ધિઓના હેવાલના લેખ અમારી ઉપર (અધિપતિ ઉપર) ઢગલે ઢગલા આવેછે. કેટલાક બંગાળીમાં લખેલા છે, કેટલાક ઉતાવળથી લખેલા છે અને કેટલાક અશુદ્ધ અને અધૂરા હોઇ વિશ્વાસપાત્ર નથી. બીજા કેટલાકમાં માણસોનાં નામ અને સરનામાં આપ્યાં નથી. તેથી તેમને રદ કરવામાં આવ્યાછે.

અમે લખાણુ કરનારાઓને વિનંતિ કરીએ છીએ કે તેમણે દરેક બનાવની સંપૂર્ણ વિગત લખવી. બન્યાની તારીખ લખવી, અને જે માણસો વિષે લખવામાં આવ્યું હોય તેમનાં પૂરાં સરનામાં લખવાં. લખાણુ ગમે તે ભાષામાં હશે તો ચાલશે.

અમારામાં જાણવામાં આવ્યું છે કે ઠાકુર હરનાથ વિષે પ્રસિદ્ધ થયેલા લખાણુ ઉપરથી દેશમાં જ્યાં ત્યાં ખળભળાટ થયોછે અને હજારો માણસો અમારી પાસે ઠાકુરનું સરનામું માગેછે. પણ હમે તે ઇરાદાપૂર્વક ગુપ્ત રાખ્યું છે. અમે એ મહાત્મા સાથે પત્ર વ્યવહાર ચલાવીએ છીએ. ખરા સંતને છાજે એવી નમ્રતાપૂર્વક તેમણે અમને લખ્યું છે કે ખાસ જરૂરી પ્રસંગ સિવાય મારૂં સરનામું ગુપ્ત રાખજો. નહિતો મને બીક રહે છે કે હજારો માણસો મારા શાંતિ નિવાસ ઉપર ધસારો કરશે. સૌથી પ્રથમના પૂછનારાઓમાં હમારા સુજ્ઞ મિત્ર મી.જી. ડુબર્ન કન્વેન્ટ રોડ, કલકત્તા, અને લોક વિખ્યાત મહારાજા બહાદુર સર જ્યોતિંદ્ર મોહન ટાગોર હતા. તેમને બેઉને ઠાકુરનું સરનામું આપ્યું હતું અને તેમણે એ મહાત્મા ઉપર પરબાર્યા પત્રો લખ્યા હતા.

જો કે ઠાકુર બંગાળી છે તોપણ તેઓ પંજાબ, કાશ્મીર અને સંયુક્ત પ્રાંતમાં ઘણાં વર્ષથી રહેછે. તેથી તેમના શિષ્યોનો મોટો ભાગ ત્યાંના લોકોનો છે. ટુંડલાની અંગ્રેજી સ્કુલના હેડમાસ્તર બાબુ ગોલોકબિહારી મુખરજી કંઇક વિગતવાર હેવાલ આપેછે. થોડા વરસ અગાઉ તેમની સ્ત્રી છાતીની નબળાઇને લીધે ભારે વ્યાધિથી પીડાતી હતી. ઘણીવાર તે અચેત પણ થતી. તેનાથી ફરાતું પણ નહિં, અને સુવાતું પણ નહિ. વૈદોની દવાથી તેને આરામ થયો નહિ.

ડાક્ટરોએ પણ કહ્યું કે એ અસાધ્ય દરદ છે તેથી તેની જીંદગી બચી શકશે નહિ. તેવા સમયમાં ગોલોકબિહારીએ ઠાકુરનું સ્મરણ કર્યું.

હરનાથજી તે વખતે ફાપુન સ્ટેશન ઉપર ડો. હેમચંદ્ર સેનને ઘેર રહેતા હતા. એ ડૉક્ટર દિલ્હી અને આખા પંજાબમાં પ્રસિદ્ધ છે. તે બાઈનું દરદ વધતું જતું હતું. અને તાત્કાલિક મદદની જરૂર હતી. તેથી બાબુ ગોલોકબિહારીએ ઠાકુર હરનાથને કાગળ લખવાને બદલે તાર કર્યો, અને દરદની ટૂંકી વિગત આપી તથા તેની સ્ત્રીને આરામ કરવા માટે વિનંતી કરી. તેજ રાત્રે તે સ્ત્રીના સ્વપ્નમાં ઠાકુર આવ્યા. પોતાને હાથે દરદની જગ્યાએ કંઇક મલમ જેવું ઘસી ગયા. તેને જલદી આરામ થશે અને કદી પણ દરદ થશે નહિ એવું અભય વચન પણ ઠાકુરે તે સ્ત્રીને સ્વપ્નમાં આપ્યું ત્યાર પછી ગોલોક બાબુ ઉપર ઠાકુરનો પત્ર આવ્યો. તેમાં તેમણે બરાબર ઉપર પ્રમાણેજ બિના લખી હતી. તે દિવસથી તે સ્ત્રીને સારૂં થયું અને હવે સંપૂર્ણ આરોગ્ય ભોગવેછે.

દિલ્હીના ટિકિટ કલેક્ટર બાબુ મહાદેવ છતરજી પોતાનો અનુભવ લખેછે. એક વાર બદીપુર સ્ટેશન ઉપર તે કેટલાક અગત્યનાં સરકારી દફતરો ભૂલી ગયા હતા. ટુંડલે આવતા સુધી તેમને એ દફતર વિષે કંઇ યાદ રહ્યું નહિ. તેથી મુંઝાઇને તેમણે ગભરાટમાં ઠાકુરને લખ્યું. આ વખતે મહાદેવ બાબુના મનમાં કેટલી ધાસ્તી હશે તેનો માત્ર ખ્યાલજ કરી લેવો. હરનાથજીએ લખ્યું કે તમારા કાગળો બંકીપુરના અમુક વકીલના કબજામાં સહીસલામત છે. તપાસ કરતાં આ વાત સાચી નીકળી અને તે કાગળો પાછા મળ્યા.

દરદ મટાડયાનો નીચેનો હેવાલ એક સંપૂર્ણ રીતે વિશ્વાસ પાત્ર સજ્જન તરફથી મળ્યોછે. ઠાકુર હરનાથજી એકવાર તેમને વતન આવ્યા હતા, ત્યારે કંઇક કામસર તેમનું ટપાલ ઓફીસમાં જવું થયું. ત્યાં બાબુ રાધિકા પ્રસાદ તરફદાર પોસ્ટ માસ્તર હતા. ઠાકુરની સિદ્ધિઓ વિષે તેણે સાંભળ્યું હતું. તેથી તેણે પોતાની ત્રણચાર વર્ષની નાની છોકરી તેમની આગળ મૂકી. એ બાળકીને લગભગ એક વરસથી લાગલાગટ તાવ આવતો હતો. હરનાથજીએ તેને ખોળામાં બેસાડી અને કહ્યું 'શ્રીકૃષ્ણ તેને સાજી કરો.' તેજ દીવસથી તેનો તાવ ગયો.

ઠાકુર હરનાથજીની આ શક્તિ તદ્દન નિઃસંદેહ છે. અમારી પાસે તેને પુરવાર કરવાને હજારો પ્રમાણો આવ્યાં છે. કોઇવાર તે દરદીને હાથવડે પાસ * આપે છે. કોઇને માત્ર મનોબળથીજ સાજા કરેછે. સાધારણરીતે તો તે માત્ર આશીર્વાદથી અથવા શ્રીકૃષ્ણની સહાય માગી કાર્ય સાધેછે. પણ પરિણામ સરખુંજ આવેછે. દરદીને પૂરેપૂરો આરામ થાયછે. ( બાબુ શિશિર કુમાર ઘોશ પ્રણિત હિન્દુ સ્પિરિચ્યુલ મૅગૅઝિનના ડિસે. ૧૯૦૭, જાન્યુ. અને ફેબ્રુ. ૧૯૦૮ના અંકમાંથી- ભાષાન્તર )

---

* હિપ્નોટિઝમની એક ક્રિયા છે.

# પરિશિષ્ટ ब.

**પ્રાણ સમાન ભાઇ અટલ !**

આજ તમારો પત્ર વાંચી મને એક પ્રકારનો ખેદ થાય છે. જે પત્રો તમે પોતાના આનંદને માટે છપાવ્યાછે તેના પ્રચાર માટે આટલા ચિંતાતુર શાને રહો છો ? ભાઇ, એક વાત કહુંછું. પ્રભુ સામાન્ય રજકણને પરમ પદાર્થ બનાવી શકેછે. પ્રભુ પોતાનું કાર્ય સિદ્ધ કરવાને માટે આ તુચ્છ શરીરવડે ઘણી અસંભવિત રમતો કરાવેછે. આ શરીર ન હોત તોપણ તેના ખેલને કશો પ્રતિબંધ આવત નહિ. બીજા કોઇની મારફતે તે તેમ કરી શકત. માટે તમે મારે હાથે થયલાં જે અસંભવિત કાર્યો જોયાં છે અને સાંભળ્યાં છે તે સઘળાંનું મૂળ, સર્વ કારણનું કારણ શ્રીકૃષ્ણ છે. તેથી કરીને તમારે અને મારે કશું અભિમાન કરવાનું નથી. ભાઇ, પુસ્તકનો પ્રચાર કરવાને બદલે નામ પ્રચાર કરવાને યત્નવાન થાઓ. તેમ કરશો તો તમારો અભિલાષ પૂર્ણ થશે. તમે પ્રભુના પ્રિય પાત્ર છો તેથી તમારે માટે આ નરાધમવડે પોતાનું કાર્ય કરાવેછે અને કરેછે એમાં મારી કૃતિ કશી નથી. મેં તમને અનેકવાર કહ્યું છે કે મારૂં જીવન એક પ્રહેલીકા જેવું છે. હમેશા અન્યદ્વારા ચાલેછે. મારા સંબંધે જે જે કાર્ય તમે જાણ્યાં છે અને નજરે જોયાંછે તે સઘળાં વિષે વિચારી જોશો તો માલમ પડશે કે એ મનુષ્યથી બને એવાં નથી. ત્યારે તમે શા માટે વારંવાર મને એ વિષે પ્રશ્ન કરોછો? જો એ સઘળાં કાર્ય મેં કર્યાં હોત તો તેની પૂર્વાપર સઘળી વાત હું તમને કહી શકત.

× × × × ×

એ સર્વ કાર્ય તે ઇચ્છામયની ઇચ્છાથી થયાં છે. મારામાં કશી શકિત નથી. માટે ભાઇ, મારી વર્તમાન અવસ્થા વિષે તમારે ઘોશ મહાશયને જે લખવું હોય તે લખજો. તેમના પ્રશ્નો વિષે સઘળું તમે જાણોછો. જેને તે clairvoyance power (વિશ્વદૃષ્ટિ) કહે છે તે વિષે હુ કશું જાણતો નથી. કારણ કે એ સઘળાં કાર્ય મારાથી વિના પ્રયત્ને અને વગર વિચારે થઇ જાય છે. એક દિવસ માખનપુરના સ્ટેશન ઉપર હું, માધવ, હારાન ડાકટર અને હરિ એટલા બેઠા હતા. એટલામાં મારા મનમાં થયું અને સર્વને કહ્યું કે બે ટ્રેનો સામાસામી અફળાઇ છે. બધાને આશ્ચર્ય થયું પણ ત્યાર પછી બેચાર મિનિટે સ્ટેશ પર તાર આવ્યો કે ટ્રાફિક સુપરઇન્ટેન્ડેન્ટ અને એન્જીનીઅરની સ્પેશીઅલ આવે છે અને ભારે અકસ્માત થયોછે. ભાઇ, આ વિષે મેં લેશ પણ વિચાર કર્યો નહતો. મેં શી રીતે જાણ્યું તેનો ઉત્તર હું આપી શકતો નથી. એટલુંજ કહું છું કે એ સઘળા ખેલ તે લીલામયની ઇચ્છાથી થાય છે. તો પણ ઘોશ મહાશય શ્રીગૌરાંગના નિતાંત ભકત છે તેથી તેમના પ્રશ્નનો ખુલાસો તો આપવો પડશે.

× × × × ×

ભાઇ! મૃત્યુ સમયે શરીરને જે કંઇ થાય છે તે સઘળું મને થયું હતું. નાડી બંધ હતી, શરીર શીતળ હતું. મુખમાંથી શ્વાસ નીકળતો નહતો. માત્ર અંદર આત્મા હતો કે નહિ તે તો આત્માનું ધન પ્રભુજ જાણે છે. હું જાણતો હોત તો શા માટે મરી જાત? સાંજના ત્રણથી રાતના એક સુધી હું આ અવસ્થામાં પડી રહયો હતો. ત્યાર પછી એક પૂર્ણ જ્યોતિર્મય મહાપુરૂષ મારી પાસે આવી ઉભા; મને નામ દઇને કહે, " હર! તમે મરી ગયા છો. " ત્યાર પછી

જે વાતચીત થઇ તે મેં તમને ઘણીવાર કહી છે. તેજ મહા પુરૂષનાં ત્રણ ચાર વર્ષની ઉમ્મરે તથા જ્યારે હું એફ. એ. કલાસમાં ભણતો હતો ત્યારે મને દર્શન થયાં હતાં, તે તમે જાણો છો. આ સઘળી વાત તમે પૂછો છો ત્યારે કહેતાં અત્યંત શરમ આવે છે. ભાઇ! આ હતભાગ્ય પાસે શા માટે પ્રભુ એવા ખેલ કરાવેછે તે હું જાણતો નથી. જો નિત્યાનંદની કૃપા થશે તો ઘોશ મહાશયના દર્શન કરી તેમને રૂબરૂમા સઘળી વાત કહીશ અથવા તો તેમને કહેજો કે શ્રી ગૌરાંગ મહાપ્રભુને પૂછ્યાથી સઘળી વાતના ખુલાસા મળશે. હું કાંઇ પણ કહી શકતો નથી, કહી શકીશ પણ નહિ. મારી વાત હુંજ જાણતો નથી. જાણવાને પ્રયત્ન કરતાં પણ જાણી શકતો નથી. માટે તમે મને ક્ષમા કરજો.

× × × × ×

સઘળા લોકો કૃષ્ણના છે એમ જાણી તેમને યથાશકિત સહાય આપજો. લખવાનું તો ઘણું છે પણ હાલ લખતો નથી.

તમારો

હર.

---

ઉપોદ્‌ઘાત તથા પરિશિષ્ટ અમાં લખેલી બાબતો વિષે હરનાથજીનાં પોતાનાં વચનોની જરૂર જણાયાથી તેમણે સ્વહસ્તે લખેલા પત્રમાંથી જરૂરના ભાગનું અવતરણ કર્યુંછે.

ભાષાન્તર કર્તા.

# ઠાકુર હરનાથ મિશન.

## ચૅરીટી સૅક્શન, બ્રાન્ચ-સુરત.

આ નામની એક સંસ્થા સુરતમાં ઉઘાડવામાં આવી છે. તેનું મુખ્ય કાર્ય ઉદાર સ્ત્રી પુરૂષો પાસેથી નાણું એકઠું કરી સુરતના દુષ્કાળથી પીડાતાં ગરીબ કુટુંબોને સહાય આપવાનું છે. આ પુસ્તકના વાંચનથી જેમને ઠાકુર હરનાથજી માટે પૂજ્યભાવ ઉત્પન્ન થાય તેમને ઉપલી સંસ્થાને સહાય આપવા પ્રાર્થના છે. અથવા જો તેઓ પોતાનાજ ગામમાં એક એવું મંડળ સ્થાપી ગરીબોની વ્હારે જશે તો તેમને આ સંસ્થાની નિયમાવલી પુરી પાડીશું.

વધારે માહિતી માટે લખોઃ—

રા. નર્મદાશંકર બાળાશંકર

શાહપોર-સુરત.

અથવા

રા. કેશવરામ ઉપાધ્યાય

સગ્રામપુરા-સુરત.

# તૈયાર થાય છે.

પરમકૃપાળુ ભગવાન્ **શ્રીકૃષ્ણ** માનવજાતિની અધમ સ્થિતિ જોઇ દયાર્દ્ર થઈ, તેમને સ્વાનુભવથી **પ્રેમ-ભક્તિ** શીખવવા માત્ર ચારસોજ વર્ષ ઉપર **શ્રી** ગોરાંગ અથવા **શ્રી કૃષ્ણ ચૈતન્ય** રૂપે પ્રકટ થયા તેમની અમૃત કરતાં પણ વધારે મધુર લીલાનું વર્ણન ચાર ભાગમાં ગુજરાતના વાચકો સમક્ષ ધરવામાં આવશે.

**શ્રીકૃષ્ણ ચૈતન્ય ચરિતામૃત.** ભાગ ૧ લો.

પૃષ્ઠ આશરે ૩૫૦. પાંચ સુશોભિત ચિત્રો સાથે. મૂલ્ય રૂા.૧-૮-૦. અગાઉથી ગ્રાહક થનારને સવા રૂપીઆમાં. થોડાજ માસમાં પ્રકટ થશે.

**પાગલ હરનાથ** ભા૦ ૨-૩-૪ પણ ક્રમવાર થોડી મુદતમાં તૈયાર થશે.

મળવાનું ઠેકાણું:—

**નર્મદાશંકર બાળાશંકર**

શાહપોર-સુરત.

